# રવિવંદના

: સંપાદકો :

ગુજરાતી સંસદ

શાંતિનિકેતન

Ravi Vandana

Editor.

Gujarati Sansada

Santiniketan

Bharati Sahitya Sangha

AHMEDABAD

: પ્રાપ્તિસ્થાન :

ભારતી સાહિત્ય સંઘ લિ.

ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી : મુંબઈ

ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીરસ્તો : અમદાવાદ

1946 2-8-0

ગુરુદેવની સ્મૃતિમાં
પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક
અર્પણ

# નિવેદન

શાંતિનિકેતન ગુજરાતી સંસદે 'રવીન્દ્ર-સ્મારકગ્રંથ' પ્રગટ કરવાનું નક્કી કરેલું. એ અંગે અમે છાપાંઓમાં જાહેરાત કરેલી પણ અમને બહુ ઓછો સહકાર મળેલો. એ પછી અમે કેટલાક લેખકોને વારંવાર મળ્યા અને એ બધાને પરિણામે જે સામગ્રી એકઠી કરી શક્યા તે આ પુસ્તકમાં સંઘરીને મૂકી છે.

જે લેખકોએ અને મિત્રોએ આ કાર્યમાં સહકાર આપ્યો છે તે સૌના આભારી છીએ.

સંપાદકો વતી
યોગેન્દ્ર–પ્રિયદર્શી

# અનુક્રમ

## ખંડ પહેલો : લેખો



## ખંડ બીજો : કાવ્યો

## ખંડ ત્રીજો : અંજલિ





# ૧
# સાચું સ્મારક

काका कालेलकर

હિમાલયમાં અમુક વખત સાધના અને ચિંતનમાં ગાળ્યા પછી અને ભારતભૂમિના ભવ્ય દર્શનનો લાભ મેળવ્યા પછી હું ભારતીય સંસ્કારિતાના હિમાલય સમા અમર કવિશ્રી રવીન્દ્રનાથ ટાગોરનાં દર્શને શાંતિનિકેતનમાં ગયો. ત્યાં ૫–૬ મહિના રહી બંગાળની ઊછરતી પેઢીનાં દર્શન કર્યાં શ્રી ગુરુદેવનો સહવાસ સેવ્યો, યથાશક્તિ સેવા કરી અને આ બધા પુણ્યના પરિપાક તરીકે શાંતિનિકેતનની ભૂમિ ઉપર જ મેં પૂજ્ય ગાંધીજીનાં દર્શન કર્યાં. દર્શન કર્યાં અને તરત હું એમનો થયો. પણ એમનો થવાથી હું શાંતિનિકેતનનો મટ્યો નહિ. ગાંધીજીના સત્યાગ્રહ આશ્રમમાં તેમ જ ગૂજરાત વિદ્યાપીઠમાં શ્રી રવીન્દ્રનાથનાં વિચારો, સંસ્કારો અને ગાયનો વાવવામાં મેં મારો ફાળો આપ્યો છે. અને ત્યાર પછી જ્યારે ગૂજરાતના યુવકોને શાંતિનિકેતન મોકલતાં મેં આશીર્વાદ આપ્યા છે ત્યારે મનમાં આશા સેવી છે કે ગૂજરાતનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ શાંતિનિકેતનમાં રહી ત્યાંના વાતાવરણમાં ગાંધીજીના વિચારો, સંસ્કારો અને કાર્યક્રમો વવવાનો જરૂર પ્રયત્ન કરશે, અથવા પ્રયત્ન ન કરે તોયે એમના મેળે એમનાથી એ કામ થઈ જશે. ગૂજરાત અને બંગાળ બંનેએ હિંદુસ્તાનને જ નહિ પણ આખી દુનિયાને લોકોત્તર યુગપુરુષો આપ્યા છે. ગુજરાતીઓ અને બંગાળીઓ એકબીજાના સહયોગથી શું શું ન સાધી શકે? આવો સહયોગ એ જ ઉત્તમમાં ઉત્તમ રવીન્દ્રસ્મારક થશે.

તા. ૮–૨–૪૨

## ૨

# શ્રી. રવીન્દ્રનાથ ટાગોર

મગનભાઈ દેસાઈ

[ ૮૦ વર્ષના બહુવિધ વિસ્તાર-પટનું આલેખન એક જ રીતે ટૂંકામાં શકય છે, અને તે કાલક્રમિક ઘટનાઓની હકીકતથી. મુખ્યતઃ ‘ હિંદુસ્તાન ટાઈમ્સ ’માં આવેલી એવી હકીકતોને આધારે આ લેખ તૈયાર કર્યો છે. તેથી કવિ-જીવન-ચિત્રની સળંગસૂત્ર રેખા મળશે, એમ હું માનું છું.

બાકી એ વિસ્તાર-પટની રહસ્ય-કથા તો, તેઓશ્રીએ પોતે જ, એમની અનુપમ શૈલીમાં, થોડા જ માસ ઉપર આપણને કહી છે, જે ગયા અંકમાં (‘ સંકટગ્રસ્ત સંસ્કૃતિ ’) આપી હતી. એ રહસ્ય-કથા માત્ર તેમના આર્ષ જીવનની જ વાત નથી; ભારતમાં અંગ્રેજી રાજ તથા જગતમાં યુરોપીય સંસ્કૃતિની પણ કથા તેમાં ગુરુદેવે ભેગી જ વણી આપી છે. આ લૂખી હકીકતો સાથે એને વાચક જરૂર વાંચે એ ભલામણપૂર્વક, આ ટૂંકી જીવન-રેખા આપવામાં આવે છે. તંત્રી, શિ૦ સા૦ ]

રવીન્દ્રનાથ ટાગોરનો જન્મ કલકત્તાના તેમના બાપીકા ઘરમાં ઈ. સ. ૧૮૬૧ના મેની ૭મી તારીખે થયો હતો. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર અને શ્રી. સરલાદેવીના તે ૧૪મા સંતાન હતા. ૧૮૬૯માં તેમને ‘ ઓરિયેંટલ સેમીનરી ’ નામની શાળામાં ભણુવા મૂકયા; પરંતુ થોડા જ માસમાં તે છોડીને ‘ કલકત્તા નોર્મલ સ્કૂલ ’માં તે જોડાયા. ત્યાં ભણુતા ત્યારે તે કુસ્તી અને કસરતમાં ખૂબ

રસ લેતા. આ શાળાના વિદ્યાર્થી હતા ત્યારે જ એમણે પ્રથમ કવિતા કરેલી. ૧૦ વર્ષના થયા ત્યારે ‘બંગાલ એકેડેમી’ નામની એન્ગ્લો-ઇંડિયન શાળામાં તેમને મૂકવામાં આવ્યા. પણ તરત જ તેમને આ શાળા પર અણગમો આવ્યો. વર્ગના સહાધ્યાયીઓમાં તે વખતે આબાદ ગપોલિયા-ખોર તરીકે તેમની નામના હતી. ૧૨ વર્ષે ઉપનયન થયું. ત્યાર પછી થોડે જ વખતે તે શાંતિનિકેતનની જગા ઉપર ગયા. બોલપુર પાસે આવેલી ૭ એકરની આ જગા તેમના પિતાએ થોડાંક વર્ષ પર ખરીદેલી, અને ત્યાં આશ્રમ સ્થાપવાનો એમનો ઇરાદો હતો. ‘પૃથ્વીરાજ-પરાજય’ નામની પોતાની વ્યવસ્થિત પહેલી કૃતિ કવિશ્રીએ આ વર્ષે રચી, જેની હસ્તપ્રત આજ મળતી નથી.

પછી તે પિતાજી જોડે ઉત્તર હિંદને પ્રવાસે ઊપડ્યા. આ પ્રવાસ દરમિયાન અને ત્યાર બાદ કેટલોક વખત તેમના પિતાએ એમને સંસ્કૃત, અંગ્રેજી અને ખગોળવિદ્યા ભણાવ્યાં. ૧૮૭૪માં પ્રવાસમાંથી કલકત્તા પાછા આવી તે સંત ઝેવિયર સ્કૂલમાં દાખલ થયા, અને ખાનગી શિક્ષકો પાસેનો અભ્યાસ તો ચાલુ જ હતો. આ અરસામાં એમણે ‘મૅકબેથ’ નાટકનો બંગાળી અનુવાદ કર્યો.

૧૮૭૫માં કવિશ્રીનાં માતા સરલાદેવી ગુજરી ગયાં. ત્યારથી નિયમિત રૂપે તે બંગાળી માસિકોમાં લખતા થયા. ૧૮૭૬માં ‘હિંદુ મેળા’ને પ્રસંગે પોતાનું એક કાવ્ય તેમણે ગાયું. તે વર્ષે દેશમાં સખત દુકાળ પડેલો; તેવે કવખતે લૉર્ડ લીટને દિલ્હીમાં દરબાર ભર્યો; એના પર એ કાવ્યમાં કટાક્ષ કર્યું હતું. આ કાળે તેઓ ‘ભાનુસિંહ ઠાકૂર’ના ઉપનામથી લખતા હતા.

૧૭ વર્ષની ઉંમરે તે તેમના મોટાભાઈ સત્યેન્દ્રનાથ ટાગોર જોડે અમદાવાદ રહેવા આવ્યા. સત્યેન્દ્રનાથ પહેલા હિંદી આઈ. સી. એસ. હતા, ને તે વખતે અમદાવાદમાં નોકરી પર હતા. અમદા-

વાદથી તે ભાઈ જોડે યુરોપ ગયા. ત્યાં તેમના ભાઈના કુટુંબ જોડે રહે અને બ્રાઈટનની એક શાળામાં જાય, એમ ગોઠવાયું. પછી તે લંડન યુનિવર્સિટી કૉલેજમાં જોડાયા; પ્રો. મોરલીની પાસે ત્યાં અંગ્રેજી સાહિત્ય ભણ્યા. તેઓ આમની સભામાં પણ જતા; ગ્લેડસ્ટન ને બ્રાઈટનાં વ્યાખ્યાનો ત્યાં સાંભળતા; બ્રિટિશ મ્યુઝિયમમાં તો વારંવાર જતા; અને અનેક બંગાળી માસિકો માટે લેખો તો લખ્યા જ કરતા. આ કાળનાં લખાણોમાં મુખ્ય છે — 'યુરોપના પ્રવાસપત્રો', ભગ્નહૃદય અને બીજાં કાવ્યો.

૧૮૮૦માં તે પાછા સ્વદેશ આવ્યા, ત્યારે કોઈ ખાસ અભ્યાસ તો પૂરો કર્યો ન હતો. પરંતુ એમના પ્રતિભાશાળી મન પર એ કાળના અનુભવો તથા અભ્યાસાદિની ભારે વ્યાપક છાપ પડી. તેમાંથી એક એ બન્યું કે, પરંપરીણ ઔપચારિતા સામે તે પૂરા બંડખોર બન્યા. બીજે વર્ષે તેમણે પોતાનું પ્રથમ સંગીત-નાટક 'વાલ્મીકિ પ્રતિભા' પૂરું કર્યું અને તે ભજવવામાં પોતે વાલ્મીકિ બન્યા હતા.

આ ઉપરાંત અનેકવિધ વિષયો પર તે સતત લેખો તો લખ્યા જ કરતા. ચીનમાં ગોરાઓના અફીણના અકારા વેપાર પર તેમણે ભાષણ આપ્યું. કલકત્તાની દાક્તરી કૉલેજમાં 'સંગીત અને ઊર્મિ' પર વ્યાખ્યાન આપ્યું, તેથી તો એક ખળભળ જાગી!

કવિના કુટુંબીઓને થયું કે, વિલાયતથી કશા ભણતરની પદવી લીધા વગર રવીન્દ્ર આવ્યો એ ઠીક ન થયું. તેમને ફરી તે સારુ વિલાયત મોકલ્યા; ને તે મદ્રાસ સુધી ગયા, પણ ત્યાંથી પાછા આવ્યા. તેથી તેમનો વડીલવર્ગ ચિડાયો. પરંતુ મનસ્વી રવીન્દ્ર તો પાછા પોતાના લેખનવ્યવસાયે લાગી ગયા. 'ભારતી' એમની પ્રથમ નવલકથા તથા 'રુદ્ર ચંદા' 'સંધ્યાસંગીત' વગેરે કાવ્યો આ કાળે લખાયાં છે.

એમનાં લખાણોમાં આવતી અગમ્યતાની આનંદોર્મિઓ

પહેલવહેલી તેમને આ કાળમાં ( ૨૧ ઉંમરે ) અનુભવમાં આવે છે. એક દિવસ તે પોતાના ઘરના જરૂખામાં ઊભા હતા, ત્યાં એમને એક 'દર્શન' થયું; તેનું વર્ણન તેમણે આ શબ્દોમાં કર્યું છે— 'જગતને એક નવા જ પ્રકાશથી જોયું અને સાદી ઘરગથ્થુ વાતોને ભારે સૂચક બનાવી દીધી.' આ દર્શનની પ્રેરણાથી જે સ્ફુર્યું તે જ 'નિર્ઝરેર સ્વપ્નભંગ' ( The Awakening of the Fountain ) નામનું કાવ્ય. બીજે વર્ષે તે કારવારને પ્રવાસે ગયા અને કેટલાંક નાટકો તથા કાવ્યો લખ્યાં. આ જ વર્ષે અંતભાગમાં તે મૃણાલિની દેવી સાથે પરણ્યા. અને આ જ અરસામાં ભાભીના મૃત્યુથી જીવનનો પહેલો મરણ–શોક એમણે અનુભવ્યો. આ પ્રકારે લાગણી-તંત્ર પર ધક્કો પહોંચતાં હમેશ રવીન્દ્રનાથની કાવ્ય-પ્રતિભા ઉછાળો મારે છે; આ વખતે એમ જ થયું : તેમણે આ ધક્કાને જોરે ખૂબ સાહિત્ય લખ્યું. 'કડિ ઓ કોમલ' લખવા ઉપરાંત, શેલી, ઇલિઝાબેથ બૅરેટ, બ્રાઉનિંગ તથા બીજા અનેક અંગ્રેજ કવિઓનાં કાવ્યોના અનુવાદ કર્યા; 'નલિની' નાટક તથા મધ્ય-યુગના કેટલાક વૈષ્ણવ કવિઓની ઢબે કાવ્યો રચ્યાં. એમ નાટકો, લેખો, કટાક્ષ, લઘુકથા અને ગીતકાવ્યોનો એકસરખો પ્રવાહ એમની કલમેથી વહેવા લાગ્યો.

૧૮૮૬ માં એમના પહેલા સંતાન મધુરીલતાનો જન્મ થયો.

સાહિત્ય-સૃષ્ટિમાં વિચરવાની સાથે, આ કાળમાં એમના વિચારો રાજકારણમાં પણ વળવા લાગ્યા. દાદાભાઈના પ્રમુખપદે ભરાયેલી કલકત્તાની બીજી મહાસભામાં તે ગયા, અને પ્રસંગોચિત રચેલું પોતાનું કાવ્ય મંગળાચરણ તરીકે ગાયું. તેની પહેલી લીટી હતી:—માતાનો નાદ સુણી આજ આપણ સૌ ભેગા મળ્યા છીએ. બીજે વર્ષે તેમના પિતાએ શાંતિનિકેતન તેમને નામે કરી આપ્યું. કવિના પુત્ર રથીન્દ્રનો જન્મ આ જ વર્ષે થયો.

આ જ વર્ષે ફરી તે પોતાના મોટાભાઈ જોડે યુરોપને પ્રવાસે ઊપડ્યા, ને ઇટલી, ફ્રાન્સ તથા ઇંગ્લંડ થઈને પાછા આવ્યા. ટાગોર-કુટુંબ જમીનદાર છે. કવિ આવીને પોતાની જમીન ઉપર રહેવા ગયા ને એમ પહેલી વાર ખેડૂત અને મજૂર જોડે ગાઢ સંપર્કમાં આવ્યા. બીજે વર્ષે તેમણે કેટલાંક કાવ્યો ઉપરાંત યુરોપના પ્રવાસની પોતાની ડાયરી પ્રસિદ્ધ કરી. એમનાં કાવ્યોથી અત્યાર સુધીમાં બંગાળીમાં એક ઉત્તમ કવિ તરીકેનું પદ તેમને મળ્યું હતું. હવે તેમણે 'સાધના' નામનું ઇલાયદું માસિક કાઢી પોતાની કૃતિઓ તેમાં નિયમિત પ્રસિદ્ધ કરવા માંડી. થોડા જ વખતમાં એ માસિક બંગાળના સાંસ્કૃતિક ને સાહિત્યિક સુધારાનું મુખપત્ર બન્યું. 'ચિત્રાંગદા' નામની ઉત્તમ નાટિકા આ જ 'સાધના'–સમયમાં બહાર પડી હતી. ઈ. સ. ૧૮૯૭માં બંગાળ પ્રાંતિક પરિષદમાં તેમણે ભાગ લીધો. તેમના ભાઈ પ્રમુખ હતા. પરિષદનું કામ બંગાળીમાં ચાલે એને માટે એમણે ખૂબ પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ.

બીજે વર્ષે (૧૮૯૮ માં) કલકત્તાના ટાઉન હૉલની સભામાં રાજદ્રોહના કાયદા સામે એમણે એક લેખ વાંચ્યો. અને એમ રાજદ્વારી લેખોની શરૂઆત થઈ, તેમાં લોક૦ ટિળકને સજા કરી તેના વિરોધમાં પણ લખ્યું. તેમના બચાવને માટે પૈસા એકઠા કરવામાં તે તનતોડ મથ્યા. પછી પણ રાજદ્વારી કામો ચાલુ જ રાખ્યાં. કલકત્તામાં પ્લેગ ફાટી નીકળ્યો, તેથી સરકારની આરોગ્ય-નીતિ પર ચેતવણી આપી; ભગિની નિવેદિતાને પ્લેગરાહતના તેમણે ઉપાડેલા કામમાં મદદ કરી. એ વર્ષે પ્રાંતિક પરિષદ ઢાકામાં થઈ, તેમાં બંગાળાના જમીનદારોની પોતાના ખેડુ-વર્ગ પ્રત્યેની કઠોરતા માટે ઝાટકણી કાઢી.

૧૯૦૦–૧૯૦૧નાં તેમનાં લેખો તથા કાવ્યોમાં વર્તમાન રાજકીય, આર્થિક તથા સામાજિક દશા સામે પુણ્યપ્રકોપ સારી

પેઠે તરવરે છે. ૧૯૦૧ માં તેમણે પોતાના કુટુંબ સાથે શાંતિનિકેતનની જમીન પર રહેવાનું ઠરાવ્યું, ને ત્યાં શાળા કાઢી પોતે બાળકોને ભણાવવા લાગ્યા. થોડા જ વખતમાં આ શાળામાં તેમની જોડે કામ કરવા ત્યાગી શિક્ષકોનું એક મંડળ જામી ગયું. ૧૯૦૨માં એવી તો નાણાંભીડ એમને પડી કે, જગન્નાથપુરીનું પોતાનું ઘર વેચવું પડયું. એમનાં પત્નીએ પોતાનાં ઘરેણાં વેચ્યાં. ત્યારે એમની શાળામાં મફત શિક્ષણ અપાતું, તેનો ખર્ચ એમને ભારે પડતો. આ વર્ષનું નોંધપાત્ર એક કામ એ છે કે, લૉર્ડ કર્ઝને પૂર્વના લોકોના ચારિત્ર્ય પર ટીકા કરી તેનો તેમણે સખત શબ્દોથી જવાબ વાળ્યો. આ જ વર્ષે એમનાં પત્ની માંદાં પડ્યાં ને કલકત્તાના ઘરમાં ગુજરી ગયાં.

બંગભંગથી એમનો રાજકીય રસ વળી જાગ્રત થયો. આ જુલમ સામે તેમણે રચનાત્મક અસહકારની હિમાયત કરી. બધાં સરકારી કામો સામે અસહયોગ સૂચવતી લેખમાળાઓ અને કાવ્યો લખ્યાં, ને અનેક જાહેર સભાઓમાં ભાષણો કર્યાં. આવી એક સભામાં જ તેમણે રાષ્ટ્રીય ફંડ કરવા માટે અપીલ કરી, અને ત્યાં જ ૫૦,૦૦૦ રૂપિયા ભરાયા હતા. વિદ્યાર્થીઓ રાજકીય સભામાં ન જાય તથા 'વંદેમાતરમ્' ન ગાય, એવો સરકારી હુકમ થયો, તેની સામે વિદ્યાર્થીઓની અનેક વિરોધ-સભાઓ ભરાવી. બંગાળની રાજકીય હિલચાલ જે રીતે ચાલવા લાગી હતી તે જોતાં, અને પોતાનાં કાર્યોની જે સખત ટીકા થવા લાગી હતી તે પરથી, રાજકારણમાંથી નીકળી જવાને ઈરાદે તે શાંતિનિકેતન ચાલ્યા ગયા. આ નિવૃત્તિ તેમના પ્રચુર સાહિત્ય-સર્જનનો પ્રારંભ છે. 'ગોરા' નવલકથા, 'ગીતાંજલિ'નાં કાવ્યો અને 'પ્રાયશ્ચિત્ત' નાટક આ કાળે શરૂ કર્યાં. કોમી ઐક્યને ધોરણે શાંતિનિકેતનની આસપાસનાં ગામોમાં કામ શરૂ કર્યું. આ જ ગાળામાં એમના

એક કાવ્યનો અંગ્રેજી અનુવાદ એક જણે બહાર પાડ્યો; 'મોડર્ન રિવ્યુ'માં એક લઘુકથા અંગ્રેજીમાં બહાર પડી. ૧૯૧૧માં તેમનાં ૫૦ વર્ષનો ઉત્સવ કલકત્તામાં ઊજવાયો, તેમાં એમને અપૂર્વ માન અપાયું. લોકપ્રિય રાષ્ટ્રગીત 'જનગણમન...' તથા 'ડાકઘર' નાટક આ જ વખતે એમણે લખ્યાં.

સરકારમાં એમની શાખ સારી ન નોંધાય, એ સ્પષ્ટ છે. ૧૯૧૨માં બંગાળ સરકારે યાદી બહાર પાડી કે, "શાંતિનિકેતનની શાળા સરકારી નોકરોનાં છોકરાં માટે તદ્દન નાલાયક છે." શાંતિનિકેતન જેવી રાષ્ટ્રીય સંસ્થા સરકારની ખફગી વહોરે એ બનવા જોગ જ હતું. તે વર્ષને અંતે ફરી યુરોપ જવાના હતા ત્યાં માંદા પડ્યા, એટલે તે પ્રવાસને બદલે 'ગીતાંજલિ'નું અંગ્રેજી પોતે કર્યું, જેમાંથી જગત આગળ ઉપર તેમને ઓળખવાનું હતું.

૧૯૧૩માં પોતાનાં પુત્રપુત્રીને લઈ તે હવે યુરોપને ત્રીજે પ્રવાસે નીકળ્યા. લંડનમાં ચિત્રકાર રૉથેન્સ્ટોનની તેમને મુલાકાત થઈ. એ એમને હિંદમાં અગાઉ મળ્યો હતો. એની વાતમાં ગીતાંજલિનાં કાવ્યોના અનુવાદની વાત થઈ, અને રૉથેન્સ્ટીને તેનું વાચન સાંભળવાને પોતાને ત્યાં એક ખાનગી મજલિસ ગોઠવી. આ મજલિસમાં કેટલાક નામાંકિત અંગ્રેજી કવિ લેખકો હતા. રવીન્દ્રનાથનાં કાવ્યોના વાચનની તેમના ઉપર એવી ભવ્ય છાપ પડી કે, મોટા પાયા ઉપર બીજી સભા થઈ, જેમાં અનેક અંગ્રેજ વિદ્વાનોએ હાજરી આપી. ગુરુદેવના આજીવન મિત્ર અને સાથી શ્રી. ચાર્લ્સ ઍન્ડ્રૂઝ તેમને આ જલસામાં પહેલપ્રથમ મળ્યા. 'ઇંડિયા સોસાયટી'એ આ કાવ્યો પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું. તેને સારુ રૉથેન્સ્ટીને કવિનું રેખાચિત્ર દોરી આપ્યું અને આયરીશ કવિ યીટ્સે તેની પ્રસ્તાવના લખી. જગતની એક ઉત્તમ કૃતિ આ છે, એમ તરત તેની કદર થઈ.

વિલાયતથી કવિવર અમેરિકા ગયા અને ચિકાગો વિદ્યાપીઠમાં 'પ્રાચીન હિંદી સંસ્કૃતિના આદર્શ' પર વ્યાખ્યાન આપ્યું. રોચેસ્ટરમાં માનવજાતિઓની મહાસભા મળી તેમાં હાજરી આપી, 'જાતિ-વિગ્રહ' ઉપર વ્યાખ્યાન આપ્યું. હારવર્ડ વિદ્યાપીઠમાં એક વ્યાખ્યાનમાળા આપી, જે પછીથી 'સાધના' નામે પ્રસિદ્ધ થઈ છે. ત્યાંથી પાછા તે વિલાયત આવી માંદા પડ્યા, અને ૧૯૧૩ના અંત ભાગમાં ઘેર પાછા આવ્યા, ત્યાં તો જાહેર થયું કે, તે વર્ષનું નોબેલ ઈનામ તેમને મળશે. આ ખબર કલકત્તા પહોંચતાં અત્યાર સુધીના તેમના ટીકાકારો ખાસ ટ્રેન કરી શાંતિનિકેતન કવિને ધન્યવાદ આપવા ગયા. કવિએ તેમને મધુર ચીમકી આપી ટાઢા પાડ્યા કે, મારી કદર કરવાનું હવે જ્યારે પરદેશથી સિક્કો વાગી આવ્યો ત્યારે સૂઝયું ?

બંગાળના ગવર્નરે ૧૯૧૪માં ટાગોરના સન્માનમાં પોતાને મહેલે જાહેર સ્વાગત ગોઠવ્યું. તે જ સાલમાં ગાંધીજીની આશ્રમમંડળી દક્ષિણ આફ્રિકાથી શાંતિનિકેતન રહેવા આવી. કવિવરને ગાંધીજીએ આપેલું આ માન પેલા બધા કરતાં વધારે ગૌરવપ્રદ ને મીઠું લાગ્યું. તે જ વર્ષે ગાંધીજી અને કસ્તુરબા પણ આવ્યાં. કવિવરને 'સર'નો ખિતાબ પણ મળ્યો. આથી કવિવરની મહત્તાએ લોકદૃષ્ટિમાં ઉછાળો માર્યો.

બીજે વર્ષે યેલ વિદ્યાપીઠમાં 'રાષ્ટ્રધર્મ' પરની તેમની જાણીતી વ્યાખ્યાનમાળા આપવા માટે તે અમેરિકા ગયા. આ વેળાનો તેમનો પ્રવાસ જાપાન અને અમેરિકામાં અમુક વર્ગોને ખાસ ખૂંચ્યો. બેઉ દેશની આમ જનતાએ તો એમને બુલંદ હર્ષનાદોથી નવાજ્યા. પરંતુ ચીન પ્રત્યેના જાપાની વર્તનની તેમણે ઝાટકણી કાઢી તેથી જાપાની સરકારને તે ન ગમ્યા; અને અમેરિકામાં બ્રિટિશ–તરફી વર્ગોને, તેમણે સામ્રાજ્યવાદની ઉપર જે

સપાટો લગાવ્યો, તે અકારો લાગ્યો. અને રાષ્ટ્રપૂજા તથા તેમાંથી અચૂક નીપજનાર હિંસા અને વિગ્રહ બતાવી તેનાં પૂજક રાજ્યોની જે કડવી ટીકા તેમણે કરી, તે તો દરેક દેશના સામ્રાજ્યવાદી લોકોને ખૂંચી. આમ જડ સ્વાર્થ અને લોભને ભલે એમ લાગ્યું; પરંતુ આ એમનો પ્રવાસ આમ-દૃષ્ટિએ તો એક વિજયગાથા જેવો થયો. આ આખા યુગમાં અદ્વિતીય એવાં વિશ્વધર્મ અને એશિયાની પ્રાચીન સંસ્કૃતિ તેના ઉપદેષ્ટાને અમેરિકાની શિક્ષણ અને સંસ્કૃતિ–સંસ્થાઓ પોતાને ત્યાં નોતરવા પડાપડી કરતી હતી. આવો ઉપદેશ એ આલમમાં પહેલો કોઈએ નહોતો આપ્યો.

૧૯૧૭માં કલકત્તામાં એની બિસંટને પ્રમુખપદે મહાસભા થઈ, તેમાં તે ગયા અને પોતાનું એક રાષ્ટ્રગીત ગાયું. બેઠક દરમિયાન 'ડાકઘર' નાટક ભજવવામાં આવ્યું, તેમાં પ્રેક્ષકોમાં ગાંધીજી, લોકમાન્ય, બિસંટ, માલવીયજી વગેરે હતાં. આ ને પછીના વર્ષનો સાહિત્યફાલ જબરો ઊતર્યો: સંસ્મરણો, વિસર્જન અને બીજાં નાટકો, વસંત-ચક્ર, 'વ્યક્તિત્વ', અને રાષ્ટ્રપૂજા તથા બીજાં કેટલાંક લખાણો આ વર્ષે અંગ્રેજીમાં બહાર પડ્યાં. પરંતુ, કવિવરની દૃષ્ટિએ આ વર્ષની મહત્તા એ હતી કે, વિશ્વભારતીનો પાયો આ વર્ષમાં નંખાયો.

૧૯૧૯માં જલિયાનવાલા બાગની કતલ થઈ. એના ખબર કવિવરને માંદગીને બિછાનેથી સાજા થઈ ઊઠતાં મળ્યા. તે કલકત્તા ગયા; કેટલાક લોકને સૂચવ્યું કે જાહેર વિરોધ–સભા ભરો, તો હું પ્રમુખ થવા તૈયાર છું. પણ કોઈ તૈયાર ન થયું. તેમણે એકલા પણ કાંઈક કરવું જ જોઈએ: વાઈસરૉયને વિરોધનો પત્ર લખીને કહ્યું કે, 'સર'નો તમારો ખિતાબ મને હવે ન ખપે; એવો સમો આવ્યો છે કે જ્યારે મને તેનાથી શરમ અને માનહાનિ લાગે છે. એટલે તે છોડીને, મનુષ્યને ન છાજે એવું વર્તન જેમના પર ગુજારાયું છે, તે મારાં દેશબાંધવો જેવો સાદો બની હું આજ એમને

પડખે ઊભો રહીશ.' ઊકળતા હૃદયની આ વાણી સાંભળી કેટલાક અંગ્રેજોને તે અકારા લાગ્યા, ને હવેના તે વિલાયત ગયા ત્યારે કેટલાકે તેમને મોઢું ન બતાવ્યું! પરંતુ ફ્રાન્સ, હોલેન્ડ, બેલ્જિયમ વગેરે યુરોપના દેશોમાં તેમનું ખુલ્લા દિલે સ્વાગત થયું. ફ્રાન્સમાં બર્ગસાં, સિલ્વિયન લેવી વગેરે પ્રતિભાસંપન્ન વિદ્વાનોને તે મળ્યા. લેવીએ શાંતિનિકેતન આવવા વચન આપ્યું.

૧૯૨૦માં અમદાવાદ સાહિત્ય પરિષદ ભરાઈ, ત્યારે કવિવર અહીં પધાર્યા. ૧૯૨૧માં અસહકાર શરૂ થયો. રવીન્દ્રનાથ તે ને પછીનું વર્ષ દેશમાં ફર્યા અને સ્વાતંત્ર્ય માટે લડતનો પેગામ ફેલાવ્યો. આ વર્ષોમાં બીજાં કેટલાંક નાટકો તથા કાવ્યો પ્રસિદ્ધ થયાં. અને પોતાનાં સમગ્ર લખાણોની આવક તેમણે વિશ્વભારતીને અર્પણ કરી.

૧૯૨૪માં તે ચીન જાપાન ગયા. આ અરસામાં બંગાળના ગવર્નર લૉર્ડ લીટને બંગાળી સ્ત્રીઓ વિષે ટીકા કરેલી, તેનો સખત જવાબ તેમણે આવીને આપ્યો. દક્ષિણ અમેરિકામાં પેરુથી તેમને તેડું આવ્યું. ત્યાંથી તે ઇટલી ગયા; મુસોલિનીએ એમને આવકાર આપ્યો. રોમમાં તેમનું જાહેર સ્વાગત થયું. ઇટલીની સરકાર તેમને મોઢે કાંઇક પોતાની સ્તુતિ સાંભળવા ચાહતી હતી, પણ કવિવરે ઇટલીના રાજકારણ બાબતમાં શબ્દેય ન કાઢ્યો. સ્વદેશ આવી વિશ્વભારતીનો ખર્ચ મેળવવામાં સમય આપવા ઉપરાંત તે મલય, હિંદીચીન, કૅનેડા, જાપાન વગેરે દેશો ફરી આવ્યા.

૧૯૩૦માં પૂર્ણ સ્વરાજની લડતના મંડાણના ભણકારા વાગવા લાગ્યા. યુરોપ જતાં પહેલાં કવિવર ગાંધીજીને મળવા આશ્રમમાં આવ્યા. લડતની પ્રતિજ્ઞાને આશીર્વાદ આપ્યા. આ જ સાલમાં એમની પ્રતિભા ચિત્રકળાની નવી જ દિશામાં ઝળકી: ૧૯૩૦માં તેમણે ચિત્રકામ શરૂ કર્યું. તે ચિત્રો યુરોપનાં પ્રદર્શનોમાં દેખાડવામાં

આવતાં વખણાયાં. ઑક્સફર્ડ વિદ્યાપીઠમાં આ વર્ષે એમને હિબર્ટ વ્યાખ્યાનો આપવાનાં હતાં, તે આપવા ગયા હતા ત્યારે ત્યાં તેમને ગાંધીજીની હિંદમાં ધરપકડ થયાની ખબર મળી. હિંદી સરકારની આ દમનનીતિ સામે વિલાયતના છાપામાં પોતાનો ઉકળાટ કાઢ્યો. બ્રિટનથી તે જર્મની ગયા ને ત્યાં વ્યાખ્યાનો આપ્યાં તથા પ્રખ્યાત ગણિતી આઇન્સ્ટાઇનને મળ્યા. ત્યાંથી તે રશિયા ગયા; ત્યાંના નેતાવર્ગે તેમનું ભારે આદરમાન કર્યું. ત્યાંની ઉદ્યોગશાળાઓ તથા સમુદાય-પ્રવૃત્તિનાં અનેક કેંદ્રો તેમણે જોયાં; અને નવા રાજ્યમાં રશિયાના સામાન્ય લોકે જે પ્રગતિ કરી હતી તે જોઈ; તેની એમના ઉપર ભારે છાપ પડી. રશિયાથી અમેરિકા જઈને પાછા તે સ્વદેશ આવ્યા ને ૧૯૩૨માં ઈરાન ગયા, જ્યાં શાહે તેમનું ભારે સ્વાગત કર્યું.

૧૯૩૨માં ગાંધીજીએ યરોડા જેલમાં, હિંદુ એક-સમાજના મેકડોનલ્ડે કરવા ધારેલા વિચ્છેદ સામે, પ્રાયોપવેશન શરૂ કર્યું. ત્યારે એ પગલાને કવિવરે જે નૈતિક અને આધ્યાત્મિક અનુમોદન આપ્યું, તે ગાંધીજીને માટે વિરલ સાંત્વન હતું. પ્રાયોપવેશનની ખબર જાણતાંવેંત સીધા તે યરોડા જઈને ઊભા રહ્યા; પારણાં થયાં ત્યારપછી જ ત્યાંથી પાછા વળ્યા. આ કાળે કવિવરે ગાંધીજીની વિરલ શક્તિનાં જે દર્શન દેશને કરાવ્યાં તેવાં તો તે આર્ષદૃષ્ટિ કવિ જ કરાવી શકે. હિંદમાતાના આ બે વિરલ પુત્રોમાં ૧૯૧૪થી જે પ્રેમગાંઠ પડી છે તે અનંતની એકતા સમી અખંડ રહી છે.

૧૯૩૪ પછી મોટે ભાગે તે શાંતિનિકેતનમાં રહ્યા. ત્યાંથી તે અવારનવાર લખતા, અનેક દેશના મહેમાનોને મળતા, અને સામાન્યપણે દેશના સંસ્કારજીવનની નાડ પર હાથ રાખતા. જ્યારે જ્યારે દેશનું કામ બગડતું કે તેના નામનું અપમાન થતું જોતા, ત્યારે ત્યારે પોતાનો બુલંદ અવાજ તે ઉઠાવતા, અને આખો દેશ તેની કિંમત માનતો. ગયે વર્ષે તે માંદા પડ્યા; ગાંધીજી અને આખો

દેશ ચિંતાતુર બન્યો. તેમાંથી તે સાજા થયા ત્યારે સૌ હર્ષિત થયા. પરંતુ, ત્યારથી તબિયત તો નરમ થઈ જ. તેવી તબિયતે પણ, મિસ રાથબોનને હિંદને ઉદ્દેશી જે અઘટિત જાહેર પત્ર લખ્યો, તેનો સણસણતો જવાબ તેમણે આપ્યો. તેમને ૮૦ વર્ષ પૂરાં થયાં તેનો આખા રાષ્ટ્રે એક મહોત્સવ ઊજવ્યો. આ જ અરસામાં ઑકસફર્ડ વિદ્યાપીઠે તેમને 'ડૉક્ટર' પદવી આપી હતી. તે અગાઉ એવી જ પદવી કલકત્તા વિદ્યાપીઠે ૧૯૧૩માં, બનારસ હિંદુ વિશ્વ-વિદ્યાલયે ૧૯૩૫માં, અને ઓસમાનિયા વિશ્વવિદ્યાલય-હૈદ્રાબાદે ૧૯૩૮માં તેમને આપી હતી.

ગાંધીજીએ ૮૦ વર્ષના મહોત્સવ વેળા આખા દેશનો પ્રેમ-ભાવ પ્રદર્શિત કરતો તાર કર્યો, પૂરાં સો વર્ષ હજી ક્યાં પૂરાં થયાં છે ! કવિએ જાણે પોતાનાં આર્ષ ચક્ષુથી, આવતા મૃત્યુના ઓળા ન જોયા હોય તેમ કહ્યું, હજી જીવવાનું બાકી છે! અને ખરે જ, એ સાચું પડ્યું. ગયા માસે શ્રાવણીના પવિત્ર પર્વે મધ્યાહ્ન બાદ સ્થૂલ દેહ છોડીને હિંદના આ અપૂર્વ વિશ્વજન અક્ષરલોકમાં ગયા. એવાને કાજે શાંતિ પ્રાર્થવાની ન હોય.

[ સપ્ટેંબર ૧૯૪૧ના ' શિક્ષણ અને સાહિત્ય ' માંથી ]

વા. ક.

ઉપરનું લખ્યા બાદ એક અંગ્રેજી છાપામાં ગુરુદેવના 'અક્ષર'-દેહની વિગતો ગણી બતાવેલી જોવા મળી હતી, તે નીચે આપું છું:—

"પોતાની ઉંમરમાં રવીન્દ્રનાથે ૩૦૦૦ ઉપરાંત ગીતો, તથા ૩૮ ગ્રંથો રાજદ્વારી વિષયો પર, ૩૮ નાટકો, અને ૧૯ નવલનવલિકા વગેરે લખ્યાં છે. આ ઉપરાંત છૂટક નિબંધો, વ્યાખ્યાનો વગેરે રહે છે."

# ૩

## એક પત્ર

[૧૯૦૮ના અરસામાં બંગાળની વિપ્લવવાદની પ્રવૃત્તિને અંગે એક સન્નારીને લખાયેલો આ પત્ર આજે પણ એટલો જ તાજો અને ઉદ્બોધક લાગે છે. ન.]

ૐ

જોડાસાંકો

કલ્યાણીયાસુ,

માતઃ, એ ચોક્કસ યાદ રાખજો કે પોતાના કે પરિવારના કે દેશના કાર્યમાં ધર્મનું ઉલ્લંઘન કરીએ તો ઈશ્વર ક્ષમા કરતો નથી. જો મહાન ઉદ્દેશ્યને માટે પણ પાપનો આશરો લીધો તો તેનું પ્રાયશ્ચિત્ત કરવું જ પડવાનું. વિધાતાના આ નિયમની વિરુદ્ધ બળવો કરવો વૃથા છે. દેશનાં જે દુર્ગતિ અને દુઃખ આપણે આજ સુધી ભોગવતાં આવ્યાં છીએ તેનું ઊંડું કારણ આપણી પ્રજાની અંદર રહેલું છે—ગુપ્ત કાવતરા દ્વારા નરનારીની હત્યા કરીને આપણે તે કારણ દૂર કરી શકવાનાં નથી, આપણો પાપનો બોજો કેવળ વધતો જશે. આ મામલામાં જે બધા નાદાન છોકરાઓ અને વિચલિત-બુદ્ધિ યુવકો સજા પામ્યા છે, તેમને માટે હૃદય વ્યથા પામ્યા વગર રહી શકતું નથી—પરંતુ આપણે યાદ રાખવું જોઈશે કે એ સજા આપણાં બધાંની સજા છે—ઈશ્વરે આપણને એ વેદના દીધી છે—કારણ, વેદના વગર પાપ દૂર થઈ શકતું જ નથી—સહિષ્ણુતા-

પૂર્વક એ બધું જ આપણે વેઠી લેવું પડશે—અને ધર્મનો પ્રશસ્તતર માર્ગ જ સ્વીકારવો પડશે. પાપને માર્ગે ટૂંકે રસ્તે જવાય છે એવો આપણને ભ્રમ હોય છે, એટલા માટે જ અધીરાં બનીને આપણે તે તરફ દોડીએ છીએ, પણ ઉતાવળ કરવા જતાં જ સફળતાને ખોઈ બેસીએ છીએ. આજે આપણો માર્ગ પહેલાં કરતાં અનેકગણો લાંબો થઈ ગયો છે—હવે પાછું આપણને અનેક દુઃખ, અનેક બાધા, અનેક વિલંબમાં થઈને પસાર થવું પડશે. ઈશ્વરની ઈચ્છા આગળ માથું નમાવીને ફરીવાર આપણે પ્રવાસ શરૂ કરવો પડશે—ગમે એટલાં કષ્ટો આવે, માર્ગ ગમે એટલો લાંબો હોય, તોયે અવિચલિત ચિત્તે આપણે ધર્મનું જ અનુસરણ કરીએ. બધીય દુર્ઘટનાઓ અને બધાય ચિત્તક્ષોભના પ્રસંગોમાં ઈશ્વર આપણને એવી શુભબુદ્ધિ આપો. એ જ.

૨૩ મી વૈશાખ, ૧૩૧૫.

આશીર્વાદક
**શ્રી રવીન્દ્રનાથ ઠાકુર**

# ૪
# ભૂમાનો ગાયક

સુન્દરમ્

In this great world we carelessly pass by the room where Mother sits.... We are moving about, but never coming close to the personal presence, to be held by the hand and greeted: "you have come!" **Thoughts from Tagore,** પૃ. ૩.

ટાગોરને વિષે મારે કંઈ લખવું એ એક પ્રકારના દુઃસાહસ જેવું છે. એમના અંતેવાસી બની એમને 'ગુરુદેવ' તરીકે ઓળખવાનું ભાગ્ય મને મળ્યું નથી, તેમ જ તેમના સાહિત્યનો મને સર્વાંગી પરિચય પણ નથી, આવી સ્થિતિમાં કંઈ પણ લખવું એ અનધિકારપ્રવૃત્ત દુશ્ચેષ્ટિત જેવું બને. કવિવરના દેહત્યાગ પછી એમને વિષે પ્રગટેલી મારી ઊર્મિ મેં કાવ્યરૂપે વ્યક્ત કરી દીધા પછી ટાંકીમાં ખૂટી ગયેલા પાણીવાળા ફુવારાની સ્થિતિમાં હું હતો ત્યાં મારે કંઈક 'ગદ્ય' પણ લખવું એવું ઇજન આવ્યું. ટાગોર વિષે લખવાનું ન ગમે એમ નથી, પણ પૂરતી સાધના વગર તેમ કરવાને હું મન્દોત્સાહ રહ્યો છું. છતાં આ ઇજનને ટાળવું શિષ્ટ ન લાગ્યું. પરિણામે આ ગદ્યનો આશ્રય લઈ ટાગોરના ગદ્યમાંથી જ કંઈ વાચનયોગ્ય સામગ્રી સર્જવાનો, જ્ઞાન વગરનો સ્વયંમન્ય ભૂસ્તરવિદ્ ધરતીમાં પાણી શોધવા ગમે ત્યાં કૂવો ગળાવે તેવો પ્રયત્ન આરંભું છું.

ઇચ્છા એવી થઈ કે, ટાગોરના જીવન, મનન, ચિંતન, કવન અને સ્તવનનો કોઈ ગુરુતમ સાધારણ અવયવ હાથ આવી જાય તો કૃતાર્થ થઈ જાઉં. એ દિશામાં શોધ કરતાં જણાયું કે કવિવરે પોતાનું અંતરતમ તત્ત્વ કેવળ કવિતામાં જ નહિ પરંતુ ગદ્યની અસંદિગ્ધ વૈખરીમાં પણ પુનઃપુનઃ ઉચ્ચારેલું છે; અને એમને લાધેલા તત્ત્વદર્શનનું ધ્રુવપદ તેમની અનેક પ્રસંગોની વિભિન્ન શૈલીની વાણીમાં લગભગ એકસરખી એકવાક્યતાથી વ્યક્ત થયા કર્યું છે. બીજું એ પણ જણાયું કે જેમ તેમનું સમગ્ર સાહિત્ય પ્રથમ સ્વકીય ભાષામાં સર્જાયું તેમ જગત આગળ રજૂ થયેલું તેમનું તત્ત્વદર્શન પણ તેમના શાંતિનિકેતન આશ્રમના અંતેવાસીઓ પાસે પ્રથમ વ્યક્ત થયેલું છે. એટલે બહુ થોડાં પુસ્તકોની મદદ લઈને આ લખું છું છતાં તેમાં કવિવરનું દર્શન લગભગ તેના સમગ્રભાવે આવી શકશે એમ માનું છું.

ટાગોરમાં ભારતની આર્યસંસ્કૃતિ એક વિશિષ્ટ આવિર્ભાવ પામી છે. હિંદમાં વેદ અને ઉપનિષદોના કાળથી આરંભાયેલી જીવન-તત્ત્વની શોધનાં જે ફળ આવેલાં છે તેનો પુનઃપરિચય નવી જ તાજગી અને ખુશબૂ સાથે આપણને કવિવરની વાણીમાં થાય છે. ભારતમાં જન્મેલી જીવનસાધના ભારતની હદ છોડી બહારના જગતમાં છેલ્લામાં છેલ્લે બૌદ્ધકાળમાં ગઈ. તે પછીની સદીઓમાં એ સાધના સતત જીવંત રહી છે પણ પોતાના તત્ત્વનો જગત આગળ ઉદ્ઘોષ તો એણે છેલ્લી સદીના અંતભાગમાં આરંભ્યો, જ્યારે અમેરિકામાં સ્વામી વિવેકાનંદે પહેલી વાર વેદાંતની જીવંત મહત્તા રજૂ કરી. વિવેકાનંદ પછી બીજો મહાન અવાજ જગતે સાંભળ્યો કવિવરનો. એ અવાજ સંન્યાસીનો અને દાર્શનિકનો નહિ પણ એક કવિહૃદયનો હતો. એશિયા, યૂરોપ અને અમેરિકાના સંસ્કારી વર્ગને કવિની સુલલિત પ્રતિમા અને તેમાંથી પ્રગટતી

અદ્યતન ઢંગની, પશ્ચિમના પૃથક્કરણપ્રધાન મનને સ્પર્શી શકે તેવી વાદપદ્ધતિ સારી રીતે રોચક બન્યાં. અત્યારનાં રુદ્રશાસિત જગતમાં કવિવરનું શાંત શિવનું દર્શન તેમજ તે પછીનાં બીજાં દર્શનો દિગ્વિજય સાધી શક્યાં નથી, છતાં જગતના કાન ઉપર આ ભારતીય તત્ત્વનો જે કવિત્વરસિત શબ્દ કવિવરના મુખેથી પડ્યો છે તે પણ જગતના અર્વાચીન વિચારપ્રદેશમાં મોટી ઘટના ગણાય. અને હિંદની દૃષ્ટિથી જોઈએ તો ટાગોરનો હિંદ બહારની દુનિયાએ કરેલો સત્કાર એ હિંદના કવિત્વમંડિત જીવનતત્ત્વનો જ સત્કાર છે.

ટાગોરનું જીવનદર્શન ઉપનિષદોની ઉપર પ્રતિષ્ઠિત થયેલું છે. બૌદ્ધધર્મ તથા બીજા રહસ્યવાદી પંથોની છાયા તેમના વિચારપ્રદેશ ઉપર જોવા મળે છે, છતાં ઉપનિષદોની દૃષ્ટિ એમના દર્શનને ઘડનારું મુખ્ય બળ છે. અથવા તો એમ પણ કહી શકાય કે ઉપનિષદકાળ પછી આ દર્શનનો આવો રસગ્રાહી પુરસ્કર્તા ટાગોરમાં જ પ્રથમ જોવા મળે છે. ઉપનિષદોના દર્શનની અસરથી તેમની દૃષ્ટિમાં એક વ્યાપક સમન્વય પ્રગટેલો છે અને પરિણામે જ્ઞાન, કર્મ, ભક્તિનું સૌંદર્યથી વિભૂષિત એવું એક મધુર દર્શન તેમની પાસેથી મળે છે.

પૃથક્કરણપ્રધાન બુદ્ધિનો વૈજ્ઞાનિક યુગ બેઠા પછી મનુષ્યનાં જગત અને જીવન વિષેનાં બધાં દર્શનો, વિચારો અને ભાવનાઓ બુદ્ધિની કઠાઈમાં નંખાવા લાગ્યાં. ભૌતિક જગતમાં કેટલાક ભવ્ય વિજયો પછી માનવને લાગ્યું કે આ રસ્તે જીવનનું અંતિમ સત્ય હવે બહુ દૂર નથી. વિકસતા પ્રયોગાત્મક ચિત્તશાસ્ત્રને એ પણ લાગવા માંડ્યું કે માનવચેતનાના બધા વ્યાપારોનું પણ તારતમ્ય અમારે હાથ આવવા માંડ્યું છે. છતાં એ અંતિમ વિજયો, જેમજેમ આ શોધો આગળ વધતી ગઈ તેમતેમ વધારે ને વધારે દૂર

જતા લાગ્યા. રાજકારણ અને અર્થશાસ્ત્રમાં પણ અંતિમ નિર્ણયાત્મકના આડંબરથી નવીનવી દૃષ્ટિઓ પ્રગટવા લાગી. છતાં જીવનની સંકુલતા અને જટિલતાએ એ બધાં 'દર્શનો'ની રેખાઓનો અતિક્રમ કરી નવાનવા ભયાવહ તેમ જ આનંદપ્રદ આવિર્ભાવો પ્રગટ કર્યા છે. અને જીવનના ગૂઢતમ, આદિમ અને અંતિમ રહસ્યને વિષે પ્રાકૃત માનવ હજી એવો ને એવો સંશયિત અવસ્થામાં રહેલો છે. એ પરિસ્થિતિમાં ખાસ કરીને હિંદમાંથી પાછો એ સંસ્કૃતિઓના આદિમ કાળનો અવાજ, કેવળ બુદ્ધિના નહિ પણ તેથી યે ઊંડી પ્રતીતિના રણકાર સાથે પ્રગટે છે, એક નહિ પણ અનેક ધીર પ્રશાંત પ્રજ્ઞ અને સ્થિતપ્રજ્ઞ પ્રતિભાશાળી વ્યક્તિઓના મુખેથી.

જીવનનું, જગતનું, મનુષ્યનું અંતરતમ સ્વરૂપ શું, પ્રતિષ્ઠા શી, ગતિ કઈ? જડ ભૌતિકતા? કેવળ પ્રાણનો વિહાર? કેવળ બુદ્ધિનાં બાથોડિયાં? જાગૃત અને અજાગૃત મનનાં સંચલનો? પ્રાણીશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્રનાં નિગમનો? રાજકારણના પ્રપંચો? નીતિશાસ્ત્રો અને અનેક સંસ્થાગત તથા અસંસ્થિત ધર્મનામાત્મક પ્રવૃત્તિઓ? ટાગોર કહે છે, "ના. We must know with absolute certainty that essentially we are spirit.[૧] × × I believe in a spiritual world–not as anything seperate from this world–but as its innermost truth.[૨] × × Nature, into which we are born, is merely an imperfect truth, like the truth of the womb. The full truth is, that we are born in the lap of the infinite Personality. Our true world is not the

૧ 'Sadhana', પૃ. ૩૦. ૨ 'Personality', પૃ. ૧૨૬.

world of the laws of nature and force, but the world of personality.[3] × × આપણી ત્રણ જન્મભૂમિ છે. તે ત્રણે ય એકબીજા સાથે સંકળાયેલી છે. પહેલી છે પૃથ્વી. તેનું બીજું વાસસ્થાન છે સ્મૃતિ લોક. તેનું ત્રીજું વાસસ્થાન છે આત્મિક લોક આ લોકને સર્વે માનવના ચિત્તનો મહાદેશ ગણી શકાય. "[4]

માનવચિત્તને જ્યાં પોતાનાથી પરના યા તો પોતાની અંદરના એવા કશા જ તત્ત્વનો પરિચય નથી ત્યાં કવિની આ વાણી—આ આત્મતત્ત્વ, અંતરતમ સત્ય, આત્માની સૃષ્ટિ, મહાદેશની કથા એ પરીકથારૂપે પણ લાગે. તેનો સ્વીકાર અસ્વીકાર એ તો પ્રત્યેક ચિત્તવિશેની ભૂમિકાનો પ્રશ્ન છે. પરંતુ આ પણ કોઈ પૂર્વકાળમાં નહિ પણ આજે પણ અનુભવી શકાતું અને અનેકોથી અનુભવાતું એક રહસ્ય છે એ રીતે એને જગતની બીજી નક્કર હકીકતો જેવી એક નક્કર હકીકતરૂપે લેખવાનું રહે છે.

તત્ત્વના વાદવિતંડા બાજુએ મૂકીને આપણા કવિના અનુભવને અનુસરી આપણે એ જોવાનો પ્રયત્ન કરીએ કે આ જે માનવતાનો આત્મા અને જગત તે બંનેને સંબંધ શો તથા એ આત્માને તથા તેના જગત સાથેના સંબંધને પ્રત્યક્ષ કરવાની વિધિ કઈ છે. ટાગોરની વિચારપદ્ધતિમાં આ એક મહત્ત્વનું લક્ષણ છે કે ભૌતિક સત્યોનો

૩ આપણે સંપૂર્ણ ખાતરીથી સમજવું જોઈએ કે તત્ત્વરૂપે આપણે આત્મા છીએ. ×× હું આધ્યાત્મિક જગતમાં માનું છું. તે આ જગતથી સાવ જુદું એવું નહિ, પણ તેના અંતરતમ સત્ય રૂપે છે. ×× જે પ્રકૃતિમાં આપણે જન્મ્યા છીએ, તે ગર્ભના સત્ય જેવું એક અપૂર્ણ સત્ય છે. પૂર્ણ સત્ય એ છે કે આપણે અનંત પુરુષના ખોળામાં જન્મ્યા છીએ. આપણું સાચું જગત પ્રકૃતિના કાનૂનોનું અને શક્તિનું જગત નથી, પણ આ પુરુષનું જગત છે. એજન પૃ. ૯૭.

૪ 'માનવધર્મ' પૃ. ૭૧.

પણ તેમાં ઠીકઠીક સમાવેશ થાય છે. દાખલા તરીકે, દશ્યમાન સ્થૂલ જગતનો તેમાં અનાત્મ તરીકે ઇનકાર નથી. તેને અવિદ્યાનો અધ્યાસ યા તો માયાના ભ્રમ તરીકે ગણવામાં આવતું નથી. અનેક બળોથી રણઝણતી વિશ્વપ્રકૃતિ એ પણ સત્ય છે, પણ તે અધૂરું. પૂરું સત્ય છે એ બધાની પાછળ રહેલા અનંત મહા આત્મતત્ત્વમાં.

આ સાંત અને આ અનંતનો, વ્યક્તિ અને જગતનો સંબંધ શો ? એ પ્રશ્ન કવિએ બહુ સરસ રીતે સ્ફુટ કરેલો છે. મનુષ્યનો પહેલો મહા પ્રશ્ન છે પોતે કયું તત્ત્વ છે, બીજો મહા પ્રશ્ન છે પોતા સિવાયનું આ બીજું જગત કયું તત્ત્વ છે અને તેની સાથેનો સંબંધ કેવો હોવો ઘટે. આ બીજા પ્રશ્નના ઉકેલમાં રાજકારણ, અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ધર્મતત્ત્વ પોતપોતાની રીતે પ્રવર્તે છે, અને પોતાને સમજાવેલા તત્ત્વને સાકાર કરવા મથે છે. ટાગોરનો જવાબ એ ઉપનિષદોનો જ જવાબ છે, પણ તેનું નિરૂપણ નવો અર્થપ્રસાદ ધરાવે છે. ટાગોરનાં અનેક વ્યાખ્યાનોમાં આ પ્રશ્નનું વિવરણ વિશેષ પ્રાધાન્ય ભોગવે છે.

વ્યક્તિ અને જગતના સંબંધને અનેક રીતે જોવામાં આવેલો છે. મનુષ્યભક્ષી માનવ પોતાની જાતિનું ભક્ષણ છોડી પોતાની જાતનું બલિદાન શીખ્યો અને વસુધૈવ કુટુમ્બકમ્, માનવબંધુત્વની ભાવના લગી વધ્યો એ બધી વિચારસરણીઓમાં મુખ્ય તત્ત્વ પ્રગટતું રહ્યું છે વ્યક્તિ અને જગતની વચ્ચે સંવાદના દર્શનનું, અને એ સંવાદને અધિકાધિક સિદ્ધ કરવાનું. પ્રથમ નજરે પોતાથી વિભિન્ન, પરાયું, વિરોધી અને કદી સંહારક લાગતું આ જગત, તેમાંની વ્યક્તિઓ, સૃષ્ટિની પ્રકૃતિ એ સર્વ સાથે અત્યંત નિકટ ભાવ, મૈત્રીભાવ, પ્રણયભાવ અને છેવટે સર્વથા સ્વાત્મભાવ એ રીતે ટાગોરની દૃષ્ટિ પ્રગટ થયેલી છે.

કવિ લખે છે, " I am not a mere stranger

resting in the wayside inn of this earth on my voyage of existence, but I live in a world whose life is bound up with mine.[1]

હા, મનુષ્યનું જીવન પ્રકૃતિની સાથે, આ જગતની સાથે સંકળાયેલું તો છે, પણ કઈ રીતે ? પ્રકૃતિનાં વિરાટ બળો મનુષ્યને ગણતરીમાં રાખી પ્રવૃત્ત નથી થતાં લાગતાં. તેનાં અચલ ઋતને મનુષ્ય ફેરવી શકતો નથી. પ્રકૃતિ પાસેથી મનુષ્યે જાણે પ્રત્યેક પદાર્થ લડીઝગડીને મેળવવાનો રહે છે. કવિ કહે છે, પ્રકૃતિ મનુષ્યની ઇચ્છાને વશ નથી થતી અને પોતાનાં ઋતોમાં, પોતાના અવિચલ કાનૂનોમાં અફર રહે છે એ જ મનુષ્યને માટે મોટો આશીર્વાદ છે. એ અફરતા ઉપર જ સારા જગતનું મંડાણ છે. પૃથ્વીની માટી નક્કર છે, એટલે જ તો તેમાંથી મકાન અને મિનારા રચી શકાય છે. પૃથ્વીનું પાણી પ્રવાહી છે એટલે તો તેને પી શકાય છે અને તેમાં વહાણો ચલાવી શકાય છે. પ્રકૃતિ અને માનવ વચ્ચે જે વિસંવાદ દેખાય છે તે માનવના અજ્ઞાનમાંથી, તેની અધીરાઈમાંથી, જગતને અલ્લાઉદ્દીનના જાદુઈ ફાનસના જોરે સ્વેચ્છા મુજબ ફરતુંફરતું કરવાની વાસનામાંથી પ્રગટે છે. એ વૃત્તિને તજી, જ્યારે મનુષ્ય પ્રકૃતિના ઋતની નિર્મલ ઉપાસના કરે છે ત્યારે તેને પ્રકૃતિનાં મહાન બળો હસ્તગત થાય છે અને સંવાદનું દર્શન નજરે પડે છે. પ્રકૃતિમાં પ્રધાન નિયમ ઘર્ષણ અને સંહારનો નહિ પણ સંવાદ અને સર્જનનો છે.

આવી જ રીતે માનવજગત સાથે પણ વ્યક્તિએ સંવાદ

૧ હું મારા જીવનના પ્રવાસમાં રસ્તે આવતી આ પૃથ્વીની ધર્મશાળામાં રાતવાસો ગાળનાર કોઈ નર્યો અજાણ્યો મુસાફર નથી, પણ હું એવા જગતમાં જીવું છું કે જેનું જીવન મારા જીવન સાથે તંતુતંતુમાં સંકળાયેલું છે. 'Personality', પૃ. ૭૪.

સ્થાપવાનો છે. પ્રકૃતિનું જેવું ઋત છે તેવું માનવજગતનું પણ ઋત છે. એ કયું? એ છે એકાત્મતાનું. જે આત્મતત્ત્વ વ્યક્તિમાં પોતામાં છે તે જ અન્ય વ્યક્તિઓમાં પણ છે. અને આ સર્વ વ્યક્તિઓમાં ભિન્નભિન્ન રીતે વ્યક્ત થયેલું આત્મતત્ત્વ એ સર્વ વ્યક્તિતાઓને ઉત્ક્રાંત કરતું એક પરમ આત્મતત્ત્વ છે. એ તત્ત્વ તે જ ઇશ્વિર. તે બધા આત્માઓનો સરવાળો નથી. પરંતુ તે પરમ તત્ત્વના જ આ અનેક આત્માઓ સ્ફુલિંગરૂપે આવિષ્કાર છે. સમગ્ર જગતમાં પ્રગટ થતા આ આત્મતત્ત્વનો વ્યક્તિ જ્યારે સાક્ષાત્કાર કરી શકે, તેની સાથે એકત્વ, તાદાત્મ્ય, તદ્રૂપતા સાધી શકે ત્યારે તેને માનવજગતના ઋતની પ્રાપ્તિ થાય, સંવાદની સિદ્ધિ થાય.

એ ઋત કઈ રીતે મળે? પ્રત્યેક માનવની સાથે અલગઅલગ એકતા સાધીને? નહિ. એમ તો પાર જ ન આવે. બીજી વ્યક્તિ-ઓમાં જે તત્ત્વ રહેલું છે તે મનુષ્યમાં પોતામાં પણ છે. એટલું જ નહિ, વ્યક્તિઓમાં આવિર્ભૂત થયેલા રૂપમાં જ તેનું અંતિમ સ્વરૂપ નથી. પરંતુ તે સર્વથી અતિરિક્ત રૂપે પણ તે છે. એટલે વ્યક્તિ જો એ સર્વવ્યાપી એક તત્ત્વને પામી શકે તો તેને પોતામાં તથા સર્વમાં રહેલા આત્મતત્ત્વની પ્રાપ્તિ થઈ જાય. આ વિશ્વ-ચૈતન્ય અને ઈશ્વરચૈતન્યના યોગની ભૂમિકા માનવની પોતાની અંદર છે. અને એ યોગની વિધિ છે અત્યારના સપાટી પરના જીવનને ભેદી માણસે ઊંડાં ને ઊંડા ઊતરવું. અત્યારે માનવીનું જીવન જે ભૂમિકામાં વ્યતીત થાય છે તે ભૂમિકા આત્માની નથી પણ અહંકેંદ્રિત શરીરની, પ્રાણની, મનની છે. એ પ્રત્યેક ભૂમિકાની આવશ્યકતાઓ તથા મર્યાદિત વૃત્તિઓની તૃપ્તિમાં માણસ જીવી રહ્યો છે. પરંતુ તેમાં તેનું અંતિમ સત્ય નથી. ટાગોરે આ વસ્તુ ઘણી વિશદતાથી પુનઃપુનઃ સમજાવી છે. શરીરધારણ એ ઇતર પ્રાણીને માટે જેટલું મહત્ કાર્ય છે તેટલું માનવને માટે નથી.

મનુષ્યને મળેલી મનઃશક્તિએ તેના શારીરિક નિર્વાહનો પ્રશ્ન ઘણો સરળ કરી મૂક્યો છે. હવે તેનાં કર્મો પ્રકૃતિના સ્થૂલ શાસનમાંથી મુક્ત બની ઉચ્ચ ભૂમિકા તરફ વળે છે. એ ભૂમિકા છે શુદ્ધ આનંદની, શુદ્ધ જ્ઞાનની. મનુષ્યની વિવિધ કળાઓ, વિવિધ જ્ઞાનોપાસનાઓ, એ સ્થૂલ દૈહિક નહિ, પણ સૂક્ષ્મ, ભાવિક, આત્મિક ક્રિયાઓ છે, મનુષ્યની વિપુલ આંતરશક્તિના આવિર્ભાવો છે. એ આવિર્ભાવોને માર્ગે મનુષ્યે આગળ ને આગળ વધી પેલા તત્ત્વને પામવાનું છે. એ તત્ત્વ જ એવું એક માત્ર કેંદ્ર છે કે જ્યાં પહોંચ્યા પછી જગતનું સમંજસ સુભગ સર્વતોભદ્ર સ્વરૂપ ઓળખાય.*

આત્માને પામવા માટેના આ આંતર નિમજ્જનનું રૂપ શું, તેની પ્રક્રિયાઓ કઈ? એ પ્રક્રિયાઓ તે મનુષ્યજાતિએ વિકસાવેલી વિવિધ સાધનાઓ, જ્ઞાનની, ભક્તિની, કર્મની. દર્શનોના યુગની કઠોર તર્કમંડિત એકદિશાનુસારી વિચારસરણીમાંથી બચીને ઉપનિષદોના સહજોપલબ્ધ પરમ તત્ત્વદર્શનને અનુસરતાં ટાગોરની વિચારદૃષ્ટિ વિશેષ ઋજુ અને વ્યાપક રહી છે. જે પરમ તત્ત્વને પામવાનું છે, તેનું સ્વરૂપ શું તે બાબતમાં અનેક દૃષ્ટિબિંદુઓ રહેલાં છે. એ સૌમાં ટાગોરની દૃષ્ટિને ઉપનિષદના ઋષિનું દૃષ્ટિબિંદુ વધારે ગ્રાહ્ય રહ્યું છે. આ પરમ તત્ત્વ તે તેના ઉચ્ચતમ રૂપમાં નિરંજન નિરાકાર નિર્ગુણ બ્રહ્મ નથી, તેમ કોઈ શૂન્ય નિહિલ નથી, પરંતુ એક પરમ વ્યક્તિત્વસંપન્ન દિવ્ય ચૈતન્ય, Supreme Person છે. એ महान्तम् पुरुषम् ની સાથે વ્યક્તિએ પિતા તરીકેનો યોગ

* For a man who has realised his soul there is a determinate centre of the universe around which all else can find its proper place, and from thence only can he draw and enjoy the blessedness of a harmonious life. 'Sadhana' પૃ. ૩૪.

સાધવાનો છે. ઈશ્વરની પ્રિયા પ્રિયતમ યા સખાભાવની ઉપાસનાઓ કરતાં કવિવરને પિતૃભાવની ઉપાસના વધારે અનુકૂળ લાગી છે. એમનાં કાવ્યોમાં એ પ્રિયતમ તરીકે જણાય છે પરંતુ તે કરતાં યે તે રાજાધિરાજ, ભવ્ય સત્ત્વ તરીકે વિશેષ દેખાય છે. ઈશ્વર છે पितृतमः पितॄणाम्. એનાથી સૃષ્ટ અને વ્યાપ્ત બનેલા "આત્મિક વિશ્વ જોડે આપણો સાચો પરિચય પ્રેમ દ્વારા થઈ શકે." પ્રકૃતિનું સ્વરૂપ આપણને કઠોર અને નૃશંસ લાગે છે, તેમ ઈશ્વરતત્ત્વ પણ વ્યક્તિની નજરે જોતાં તેવું જ નૃશંસ અને કઠોર લાગે છે. ઈશ્વરની ઉપાસના કેટલેક સ્થળે ભયથી પણ પ્રેરિત થયેલી છે. પરંતુ આ માનવજગત સાથે તેનો સંબંધ જુલ્મી શાસક કે ઊર્મિહીન ન્યાયાધીશનો નહિ પણ ઘનિષ્ઠ પ્રેમનો રહેલો છે એ વાત ટાગોરે વિશેષ ભાર દઈને જણાવી છે. "તેઓ પ્રેમના સંબંધમાં માનવના ભૂત અને ભવિષ્યને અખિલ માનવલોકમાં પૂર્ણ કરી રહ્યા છે."*

આ પ્રેમસંબંધના દર્શનમાંથી ફલિત થતું એક દૃષ્ટિબિંદુ કવિવરે સવિશેષ દીપ્તિથી સમજાવ્યું છે. પ્રેમ એટલે સ્વાર્પણ, સ્વતંત્રતા, સમાનતા. જ્યાં આમાંથી એક તત્ત્વ ગેરહાજર હોય ત્યાં પ્રેમની હાજરી નથી. અનેક સ્થળે કવિએ સમજાવ્યું છે કે આ મહાન પિતા પોતાની ઉત્તમમાં ઉત્તમ સમૃદ્ધિ જગત આગળ અર્પી રહ્યા છે, એટલું જ નહિ પણ તેમણે પોતે જ પોતાની મુક્ત અવસ્થાનો ત્યાગ કરી આ વ્યક્ત જગતમાં આનંદાનુભવ માટે પોતાની જાતને સાકાર કરી છે. રાજા અને તેના દાસ વચ્ચે પ્રેમસંબંધ ન હોઈ શકે. તે માટે તો સમાન સખા જ જોઈએ. એ સમાનતા તેણે માનવને બક્ષેલી છે. માણસ બહારથી સ્થૂલ જીવનમાં પ્રકૃતિનાં કઠોર શાસનોમાં બંધાયેલો ક્ષુદ્ર જંતુ લાગે, પરંતુ તેના અંતઃકરણમાં એક એવો પ્રદેશ છે જ્યાં પ્રકૃતિનું શાસન

* 'માનવધર્મ' પૃ. ૩૫.

નથી, પ્રભુનું પણ શાસન નથી. એ છે માનવીની સ્વતંત્ર ઇચ્છા-શક્તિ. એ ઇચ્છાશક્તિએ કઈ દિશામાં ગતિમાન થવું તે માનવ-આત્માના પોતાના મુખત્યારની વાત છે. પ્રભુ તરફ જવું એ તેને માટે ફરજિયાત નથી. પ્રભુથી વિરુદ્ધ જવાની પણ તેને છૂટ છે. એવી પ્રભુવિમુખતા પણ પ્રભુ સ્વીકારી લે છે. અને માનવઆત્માને સ્વેચ્છાથી જ પોતાના તરફ આવવા દે છે. એમાં પ્રભુના અને માનવના મિલનનું સાર્થક્ય છે, ત્યાં જ પ્રણયની ઉત્તમમાં ઉત્તમ સિદ્ધિ છે.*

આ પરમતત્ત્વ, આ મહાન પુરુષની સાથેનો યોગ પ્રેમ-દ્વારા થાય છે તેને અંતે પણ પ્રેમના આનંદની પ્રાપ્તિ થાય છે. એટલું જ નહિ પરંતુ તેનું જ્ઞાન પણ માનવને થાય છે પણ એ જ્ઞાન મનુષ્યને થતાં બીજાં જ્ઞાનોથી જુદા પ્રકારનું છે. એ બૌદ્ધિક પૃથક્કરણ દ્વારા, દર્શનીય પ્રયોગ દ્વારા, કે ક્રમેક્રમે અંશ પછી અંશ-માં થતું નથી પરંતુ બુદ્ધિથી પર એવી જે સ્વયંબોધિ–intuition રહેલી છે તે દ્વારા અત્યંત સામીપ્યભાવે ઘનતમ આંતરિક સંસ્પર્શ દ્વારા થાય છે.+ એ અવસ્થામાં માનવઆત્મા પરમાત્મા સાથે

* The revealment of the infinite in the finite, which is the motive of all creation, is not seen in its perfection in the starry heavens, in the beauty of flowers. It is in the soul of man. For there will seeks its manifestation in will, and freedom turns to win its final prize in the freedom of surrender. It is the man's self from which God has withdrawn his commands, for there he comes to court our love. It is only in this region of will that anarchy is permitted. 'Sadhana', પૃ. ૪૧.

\+ The vision of the Supreme One in our soul

તદ્રૂપ થઈ જાય છે. અને તેને જે અનુભવ થાય છે તે સમગ્ર ઈશ્વરતત્ત્વનો હોય છે.

પરંતુ આ પ્રેમ અને જ્ઞાન થવા પછી માનવના બાહ્ય જીવનનું શું ? તેનો જીવનવ્યવહાર, જીવનના પ્રશ્નો, જીવનના સંઘર્ષો કેવું રૂપ લે ? ઈશ્વર સાથે યોગ કરવા નીકળેલો આત્મા શરીરને, તેનાં કર્મોને, જગતને તથા તેના પ્રશ્નોને અને સંઘર્ષોને અવગણતો નથી, ઉવેખતો નથી, પરંતુ તે સર્વમાં પેલા ઈશ્વરી પ્રણય અને ઈશ્વરી જ્ઞાન દ્વારા તે પ્રવૃત્ત થાય છે. He who has been gained in eternity is now being pursued in time and space, in joys and sorrows, in this world and in the worlds beyond.* ઈશ્વરને અંતરમાં પ્રાપ્ત કર્યા પછી પણ વ્યક્તિએ તેને જીવનમાં કર્મદ્વારા તથા સર્વ પરિસ્થિતિમાં પ્રત્યક્ષ કરવાનો છે, એટલું જ નહિ, એ દ્વારા તેના તરફ ગતિ પણ કરવાની છે. જગતનાં કર્મોમાં સ્થૂલ વાસનાથી રંગાઈને સ્થૂલ પ્રાપ્તિઓ માટે ગાંડાની પેઠે, પશ્ચિમના દેશોમાં થાય છે તેમ રચ્યાપચ્યા રહેવાનું નથી, તેમજ સંન્યાસનો અંચળો ઓઢી બ્રહ્માનંદમાં મસ્ત બની ભારતના જગદુપેક્ષકોની પેઠે આત્મામાં

is a direct and immediate intuiton, not based on any ratiocination or demonstration at all...We cannot attain the supreme soul by successive additions of knowledge acquired bit by bit even through all eternity, because he is one, he is not made up of parts.... ઓજન, પૃ. ૩૭.

* જેને આપણે અનંતતાની ભૂમિમાં મેળવી રાખેલો છે તેની હવે અહીં આપણે દેશ અને કાળની સીમામાં, આનંદ અને શોકની સીમામાં, આ જગતની અંદર તથા બીજાં જગતોની અંદર ખોજ કરીએ છીએ. 'Sadhana' પૃ. ૧૧૬

સમાધિ લઈ લેવાની નથી. પણ કવિ કહે છે તેમ " The true striving in the quest of truth, of *dharma* consists not in the neglect of action but in the effort to attune it closer and closer to the eternal harmony. "× यद्यत् कर्म प्रकुर्वीत तद्‌ब्रह्मणि समर्पयेत्.

આ કર્મ એ સાધારણ કર્મ નથી. " When we work under the guidance of this beneficient mind, then our activity is regulated, but does not become mechanical; it is action not goaded on by want, but stimulated by the satisfaction of soul. Such activity ceases to be a blind imitation of that of the multitude, a cowardly following of the dictates of fashion. "+ ધર્મદ્રષ્ટાઓ, ધર્માત્માઓ, ભક્તો, પયગંબરો, અને સૂરીઓનાં જીવનકર્મમાં આ કથનનું સત્ય બહુ સહેલાઈથી પ્રત્યક્ષ થાય છે ઈશ્વરી ઈચ્છાને પ્રત્યક્ષ કરી, તેની સાથે મેળ સાધી, તેને પોતાની ઈચ્છા અર્પણ કરીને થતું આ કાર્ય એ પરોપકારી, સેવાભાવી, નૈતિક કે ધાર્મિક કર્મ નહિ પણ ઈશ્વરી કર્મ, દિવ્ય

× સત્યની શોધમાં, ધર્મની શોધમાં સાચો પુરુષાર્થ કરવાની દિશા કર્મની ઉપેક્ષામાં નહિ પણ કર્મને શાશ્વત સંવાદિતાની સાથે વધારે ને વધારે સંવાદિત કરવાના પ્રયત્નોમાં રહેલી છે. એજન. પૃ. ૧૨૮.

+ જ્યારે આપણે આ સમુદાર ચિત્તની દોરવણી હેઠળ કર્મ કરીએ છીએ ત્યારે આપણી પ્રવૃત્તિ નિયમબદ્ધ બને છે, પણ તેથી તે યાંત્રિક નથી થઈ જતી; એ કર્મ કોઈ જરૂરિયાતમાંથી જન્મેલું હોતું નથી, પણ આત્માની તૃપ્તિમાંથી પ્રેરિત થયેલું હોય છે. આવી પ્રવૃત્તિ એ જન-વૃંદનું આંધળું અનુકરણ નથી રહેતું, કે ફેશનના આદેશોનું કાયરતાથી કરેલું અનુસરણ નથી રહેતું. એજન. પૃ. ૧૪૩.

કર્મ છે. પછી ભલે પ્રાકૃત માનવ તેને ન સમજી શકે, અને ભલે તેને ઉવેખે, નિંદે યા તેનો વિરોધ કરી તે કર્મકર્તાને વધસ્તંભે ચડાવે. પરંતુ એ કર્મથી જ જગતની ગતિ ઊર્ધ્વ તરફ, સત્ય તરફ, પરમાત્મા તરફ વેગવતી બને છે.

એવાં કર્મ કરનાર વ્યક્તિને જગતમાં પ્રત્યેક સ્થળે ઈશ્વરી તત્ત્વનો ભેટો થાય છે. પગલેપગલે તેને ઈશ્વરના સંવાદનું સુગાન અને સંગીત પ્રત્યક્ષ થાય છે. પછી જગતનાં અનિષ્ટોનું સ્વરૂપ બદલાઈ જાય છે. જગતની વિરૂપતા કોઈ નવું જ સૌંદર્ય ધારણ કરે છે, જગતમાં દેખાતાં પ્રગતિવિરોધી, માનવધ્વંસી, શુભઘાતક તત્ત્વોનું જગતના વિકાસક્રમમાં સમુચિત સ્થાન તે જોઈ લે છે. માનવના વિકાસની આડે જે આવે છે, તેનો જે ઘાત કરવા ધસે છે, તેની પાછળ તે ઈશ્વરનો હેતુ જુએ છે. એ વિરોધક, અકલ્યાણક, અશુભ તત્ત્વને તે વશ થતો નથી. પરંતુ તેનો પ્રતીકાર યોજી તેને અંતે તે શિવનું સ્થાપન કરે છે. બીજા પ્રાકૃત કર્મકર્તા કરતાં તે વધારે સ્વસ્થ હોય છે, તેની પ્રજ્ઞા સ્થિર હોય છે, એટલું જ નહિ, પણ પ્રાકૃત માનવમાં જે નથી તે દિવ્ય જ્ઞાનથી તે આલોકિત હોય છે. તેની ક્રિયાશક્તિ દિવ્યની શક્તિથી સંમિલિત અને સંપુષ્ટ થયેલી હોય છે. ટૂંકમાં, તેના કર્મનું મૂળ માનવપ્રકૃતિમાં નહિ પણ ઈશ્વરી પ્રકૃતિમાં હોઈ, તે ઈશ્વરી કર્મનો કર્તા, ઈશ્વરનું કરણ બનેલો હોઈ, સર્વ સંઘર્ષોને અંતે જન્મવાના સંગીતનું ભાન, વીણાના તાર વિસંવાદી ઝણકારાથી મેળવાતા હોય છે ત્યારે પણ તેનામાં જીવતું-જાગતું હોય છે. તેને માટે જગતમાંથી અશુભ, અકલ્યાણ, સંઘર્ષ મટી જતાં નથી પણ તેની મર્યાદા, તેનું પ્રમાણ તેને સમજાઈ જાય છે. તે અશુભથી અભિભૂત બનતો નથી, પણ ઈશ્વરનું ખડ્ગ હાથમાં ધારણ કરી તેની સામે લડે છે. અને ઈશ્વરને માટે વિજય મેળવી પોતે પણ વિજયી બને છે.

એ અંતિમ શુભના દર્શનમાં જેમ જગતની બધી સારી-માઠી પ્રવૃત્તિઓનું રૂપ બદલાઈ જાય છે, તેમ જગતના પદાર્થોનાં સ્વરૂપ પણ નવાનવા સૌંદર્યથી અભિષિક્ત બને છે. પરમ તત્ત્વનો સાધક જેમ ગમાઅણગમા, પ્રાકૃત સુખદુઃખ, બુદ્ધિ કે જાતિનાં હેયઅહેયથી પર થઈ એક અવિકલ આનંદ અને આત્મસ્થ કર્મમાં સ્થિત થાય છે તેમ જગતના સુરૂપ અને કુરૂપ બધા પદાર્થોને તે એક નવા આહ્લાદથી જુએ છે. એ આહ્લાદને સૌંદર્યદર્શન પણ કહી શકાય. મનુષ્યને પ્રારંભમાં રૂપે અને રંગે રોચક હોય તેવા પદાર્થો જ સુંદર લાગે છે. પરંતુ ક્રમેક્રમે પ્રત્યેક પદાર્થ પાછળનું સત્ય જોતાં, તેની બાહ્ય વિરૂપતા પણ અંદરના સત્યને લીધે વિરૂપ મટી જાય છે. કાંટો તે કાંટો જ રહે છે, અંધારી રાત તે અંધારી જ રહે છે. છતાં કાંટો કે અંધારું એને ક્લેશ કરતાં નથી. એની પાછળનું સત્ય એને ફૂલના દર્શન જેટલું જ આનંદ આપનારું બને છે. આમ એના સૌંદર્યદર્શનનો પ્રદેશ વ્યાપક બનતો જાય છે. અને એક ક્ષણે સારી સૃષ્ટિ, તેમાંના સત્યનું દર્શન થતાં સૌંદર્ય-મંડિત બને છે. સત્યના દર્શનને અંતે થનારો આનંદ એ જ સાચો આનંદ છે. ઇંદ્રવર્ણાના રંગનું સૌંદર્ય, અને તેની અંદરના વિષનું જ્ઞાન, એ બંનેની અનુભૂતિમાંથી જન્મતો આનંદ એ સાચો સમગ્ર આનંદ કહેવાય. ફળનો રંગ સુંદર છે, પરંતુ એમાં વિષ રહેલું છે એ જ્ઞાનથી તેના આહારમાંથી બચી શકાયું છે, એ બંને અનુભૂતિનું એકત્ર જ્ઞાન એ અહીં આનંદનું જનક છે. અર્થાત્ આનંદનો સ્રોત બે મૂળમાંથી, ચક્ષુના અને મનના મૂળમાંથી જન્મી હૃદયમાં આનંદની એક વિશિષ્ટ અનુભૂતિરૂપે પ્રગટે છે. અને એ અનુભૂતિમાં આગળ વધતાં આ બે ભિન્ન પ્રસ્થાનો ભિન્ન રહેતાં નથી, ચક્ષુ અને મનનાં ભિન્ન સ્થાન પણ કોઈ એક સમાન અધિ-ત્યકા પરનાં બે સમીપસ્થ બિંદુ બની રહે છે. અને ત્યાં પહોંચ્યા

પછી જ Truth is beauty and beauty is truth નું સૂત્ર સમજી શકાય છે. ચક્ષુના સૌંદર્ય અને મનના સત્યનો ઝગડો એમાંથી એકની ભૂમિકા પર રહેતાં રહેવાનો જ, એનો સમન્વય બંનેથી ઊર્ધ્વ એવી પેલી ભૂમિમાં, આત્માની ઊર્ધ્વ અધિત્યકામાં થવાનો.

આત્માની ભૂમિકામાં કેવળ આ આનંદની જ પ્રાપ્તિ નથી. ત્યાં આનંદ છે, સૌંદર્ય છે, સત્ય છે, પ્રેમ છે, એટલું જ નહિ ત્યાં શક્તિ પણ છે. એ સર્વ મળીને શિવસ્વરૂપ બને છે. એમાં ધ્યાનની અચલતા છે, સાથેસાથે તાંડવની પ્રચંડ ગતિ છે; તેમાં સંહારની પ્રખરતા છે, પણ જગતની રક્ષા કરવા માટે વિષ પીવાની કલ્યાણકતા પણ છે. એટલું જ નહિ, એ વિષને કંઠસ્થ કરી શકનારી અમોઘ જીવનશક્તિ પણ છે. એવા શિવસ્વરૂપ પ્રત્યે ગતિ કરવાનું કવિવરનું વિચારદર્શન આજના જગતને માટે જીવનનો એક નવો સંદેશો છે, ઊર્ધ્વનું એક મધુર આહ્વાન છે.

( ૨ )

કવિવરની વાણીમાંથી પ્રગટતી શ્રદ્ધા, ભાવના અને આદર્શવિષયક કલ્પનાની આ આછી, અને ક્યાંક અધૂરી પણ ખરી, એવી રૂપરેખા છે. એ કવિની બુદ્ધિશક્તિએ કરેલું તત્ત્વદર્શન છે. કવિ એક ઠેકાણે કહે છે કે હું તત્ત્વજ્ઞાની વા શાસ્ત્રજ્ઞાની નથી. વળી તેમણે પ્રખર તર્કનો આશ્રય લઈ સર્વસંકલક અને વિરોધરહિત રૂપે પોતાના દર્શનને શબ્દબદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો નથી. પરંતુ જીવનનું આ આદિમ શાસ્ત્રદર્શન પોતાને જે રીતે પ્રત્યક્ષ થયું તેને તેમણે વાણીમાં સીધેસીધું વ્યક્ત કર્યું છે. કવિ પોતાને તત્ત્વશાસ્ત્રના જ્ઞાતા તરીકે ભલે ન ઓળખાવે પણ છતાં તેમના આ દર્શનમાં તત્ત્વનો અભાવ નથી, શાસ્ત્રવિમુખતા નથી. એટલું જ

કે એ અનુભવની વાણી છે.* એમાં પ્રતીત થતો તત્ત્વ-અર્થ કવિના જીવનમાં કઈ રીતે પ્રાદુર્ભૂત થયો હતો એ જોવા મળે તો કવિના દર્શન અને અનુભવની સમગ્રતાનો ખ્યાલ આવે. કેવળ બુદ્ધિનું દર્શન તો ઉપનિષદોનો કોઈ પણ કુશળ બાહ્ય અભ્યાસી આપી શકે. કવિ પાસેથી આપણે એ માગીએ, અને એ માગણી કવિ પોતાની બધી નિખાલસ ઉદારતાથી પૂરી પાડે છે, કે આ દર્શનને જીવનમાં કેટલું સાક્ષાત્ કરી શકાય છે.

કવિના જીવનમાં પ્રાકૃત જન કરતાં અતિ ઉન્નત અને સૂક્ષ્મ એવી અનુભૂતિઓ થતી રહેલી છે. એ અનુભૂતિઓમાંથી એમનું કાર્ય અને કાવ્ય પ્રગટ થયું છે. કવિના જીવનનું સ્થૂલમાં મૂર્ત થયેલું કાર્ય શાંતિનિકેતન છે. એ આશ્રમનું સર્જન, અને તેના વિકાસની સાથેસાથે કવિની પોતાની આંતરશક્તિ પ્રગટ થતી રહી છે. એ આશ્રમની ભાવના એમના જીવનની સક્રિય ભાવના રહેલી છે. કવિ ચાલીસ વર્ષ વટાવ્યા પછી આશ્રમ શરૂ કરવાનો વિચાર કરે છે. શા માટે ?

"It was not only my own soul, but the soul of my country that seemed to be struggling for its breath through me. I felt clearly that what was needed was not any particular material object, not wealth or com-

* "તે ભાષણોને દર્શનના કોઠામાં નાખતાં ભૂલ થશે. તેમને મતવાદનો આકાર આપવાનો પ્રયાસ થયો છે, પરંતુ વસ્તુતઃ તે કવિ-ચિત્તની એક પ્રકારની અભિજ્ઞતા છે. આ આંતરિક અભિજ્ઞતા ઘણા કાળથી અંદરઅંદર મારામાં વહેતી આવી છે; તેને મારી વ્યક્તિગત ચિત્તપ્રકૃતિની એક વિશેષતા ગણ્યાથી મને બરાબર સમજી શકાશે."

'માનવધર્મ' પૃ. ૮૫.

fort or power, but our awakening to full consciousness in soul freedom, the freedom of the life in God."*

ઈશ્વરમાં જીવનની મુક્તિ શોધવી, આત્માની સ્વાધીનતાના સંપૂર્ણ જ્ઞાનમાં આપણા ચૈતન્યને જાગૃત કરવું એ લક્ષ્યને સિદ્ધ કરવાને કવિએ પ્રસ્થાન કર્યું, આશ્રમ સ્થપાયો અને તેમાં કવિ કહે છે કે 'My work found its soul in the spirit of the Asram.'× એ આશ્રમમાં પ્રધાન સ્થાન શાને હતું?

દૈનિક સ્થૂલ જીવનક્રમને યા પાઠયપુસ્તકોના અભ્યાસને નહિ પણ તેમાં પ્રવર્ત્તિત થયેલી ભાવનાઓના વાતાવરણને. જીવનનો વિકાસ કઈ રીતે થાય એ પ્રશ્નના ઉકેલમાં ઊતરતાં કવિએ જોયું કે પ્રાચીન કાળમાં જે રીતે આપણા ઋષિચિંતકો પોતાના જીવનની સાથે વિદ્યાર્થીને અંગરૂપ બનાવીને પોતાના આંતરિક સૂક્ષ્મ સંપર્ક દ્વારા તેના પ્રાણમાં વિકાસ પ્રેરતા તે જ રીત સૌથી વધુ ઉત્તમ છે. શરીરનો કે બુદ્ધિનો નહિ પણ અંદરના ચૈતન્યનો વિકાસ, ગુરુના ચૈતન્યના ઘનસ્પર્શ દ્વારા સિદ્ધ થવો જોઈએ. "ગુરુ છે શૂન્યવત્–આકાશવત્. આકાશની તળે જેમ બીજ ફૂટે છે, વૃક્ષ ખીલે છે અને પરિણામે તેનો સર્વાંગી વિકાસ આપમેળે થાય છે,

* માત્ર મારો જ આત્મા નહિ, પણ મારા દેશનો આત્મા, મારી દ્વારા શ્વાસોચ્છ્વાસ લેવાનો પ્રયત્ન કરતો જણાયો. મેં સ્પષ્ટ રીતે જોયું કે જેની મને જરૂર જણાતી હતી તે કોઈ ખાસ સ્થૂલ પદાર્થ ન હતો, દ્રવ્ય, એશઆરામ કે સત્તા ન હતી, પણ આપણે આત્માની સ્વાધીનતાની પૂર્ણ ચેતનામાં, ઈશ્વરમાં જીવવાના જીવનની સ્વાધીનતામાં જાગૃત થવાનું હતું. 'Personality' પૃ. ૧૩૦.

× આશ્રમના આત્મામાં મારા કાર્યને પોતાનો આત્મા દેખાયો. એજન. પૃ. ૧૩૮.

તેમ ગુરુની પાસે શિક્ષણ પામી શિષ્ય પોતાનું વ્યક્તિત્વ ખીલવી શકે છે. ”* આમ જે ગુરુ આકાશવત્ થઈ શકે તેનું મૌન પણ શિષ્યોના સંશયોને છિન્ન કરવાનું સામર્થ્ય ધરાવે છે. આપણી ગુરુની ઉન્નતમાં ઉન્નત કલ્પના આ રહેલી છે. એનો અર્થ એ નથી કે ગુરુ શિષ્યોની સાથે વાણીદ્વારા કશો વ્યવહાર ન કરે. કવિવરે પોતાના અંતેવાસી સમુદાય સમક્ષ કેટલી યે વાણી ઉદ્ગારી છે. પણ ઉત્તમમાં ઉત્તમ કાર્ય ગુરુ પોતાની અંદરના ચૈતન્યને વિસ્ફૂર્જિત કરીને જ સાધે છે. એવા કાર્યના આરંભ પછી કવિ બોલે છે, કે “I began to see the world around me through the eyes of my soul. ”×

કવિને આત્માની આંખો મળી. એક પ્રકારની ‘આંતરિક અભિજ્ઞતા’ જાગી. પણ એ જાગૃતિ આ આશ્રમના કાર્ય પછી જ નથી આવી પણ તે પૂર્વે ઘણા કાળથી કવિમાં વહેતી રહેલી છે. એ અભિજ્ઞતા એક બાજુ આમ મૂર્ત કાર્ય તરફ વળી. અને બીજી બાજુ મૂર્ત શબ્દ તરફ વળી પોતાના કાવ્ય અને ઇતર સાહિત્યદ્વારા તે કઈ રીતે પ્રગટ થતી રહી તે કવિએ પોતે ઘણીએક વાર દર્શાવ્યું છે. કવિવરના સાહિત્યનો સાગર વલોવીને એ દર્શન તારવવાનું આ સ્થાન નથી. અહીં કવિએ પોતાને થયેલી આ અભિજ્ઞતાને જ સીધા શબ્દોમાં વ્યક્ત કરી છે તે જોવું સરળ રહેશે. કવિ પોતાનું અંતઃપુર પોતે જ ખોલે છે પછી ત્યાં જવાને માટે એ અપાવૃત દ્વારને મૂકી બારીઓ ઉપર સીડીઓ ગોઠવવાની વ્યર્થ ક્રિયા શા માટે કરવી ?+

કવિને કિશોરકાળમાં જ જગતના સૂક્ષ્મ અનુભવોમાં પ્રવેશ

* ‘પ્રાન્તિક’, કાવ્ય ૪ થું.

× મેં મારા આત્માની આંખો દ્વારા મારી આસપાસના જગતને જોવા માંડ્યું. ‘Personality’, પૃ. ૧૩૩.

મળી ચૂકચો હતો. ‘ મારો જન્મ જે કુટુંબમાં થયો હતો, તે કુટુંબની ધર્મસાધના એક વિશેષ પ્રકારની હતી. ઉપનિષદ અને પિતૃદેવનું અનુભવલબ્ધ જ્ઞાન, રામમોહન અને બીજા બધા સાધકોની સાધના વગેરે અમારી કૌટુંબિક સાધના હતી....બાલ્યકાળમાં ઉપનિષદનો ઘણો ભાગ વારંવાર રટવાથી મને કંઠસ્થ થઈ ગયો હતો...ઉપનયનને વખતે ગાયત્રીમંત્ર આપવામાં આવ્યો...પિતાની પાસેથી ગાયત્રીમંત્રનો ધ્યાનનો અર્થ પણ મળ્યો. તે વખતે મારી ઉમ્મર લગભગ બાર વર્ષની હશે. આ મંત્રનો વિચાર કરતાંકરતાં થતું કે જાણે આ વિશ્વભુવનનું અસ્તિત્વ અને મારું અસ્તિત્વ એકાત્મક છે...આ રીતે ધ્યાન દ્વારા જેમની ઉપલબ્ધિ કરું છું, તેઓ વિશ્વાત્મામાં, મારા આત્મામાં ચૈતન્યના યોગથી જોડાયેલા છે. આવા વિચારોના આનંદથી મારા મનમાં એક પ્રકારનો જ્યોતિ પ્રગટ્યો. આ વાત મારા મનમાં ખૂબ જ સ્પષ્ટ છે. ’*

આઠેક વરસ પછી આ મનમાંનો અનુભવ વધારે ઊંડાણમાં પ્રવેશે છે. ‘ ...તે દિશામાં જોયું તો ઝાડની પાછળ સૂર્ય ઊગી રહ્યો હતો. જેવો સૂર્યનો આવિર્ભાવ પેલા ઝાડની પાછળ થયો કે તરત જ મનનો પડદો ખૂલી ગયો...તે દિવસે સૂર્યોદયની સાથેસાથે મારું આવરણ સરી પડ્યું. મનમાં થયું કે જાણે સત્યને મુક્ત દૃષ્ટિથી જોયું, મનુષ્યના અંતરાત્માને જોયો...તે વેળા મનમાં થયું કે આ જ મુક્તિ. આ હાલતમાં ચાર દિવસ રહ્યો. તે ચાર દિવસ જગતને સત્ય રીતે જોયું છે. ત્યાર પછી...પાછો પડદો પડી ગયો. વળી પાછી તેની તે જ અકિંચિત્કરતા, તે જ રોજની રોજ. પરંતુ તે પહેલાં કેટલાક દિવસ સુધી જેમને બધામાં જોયા, તેમને વિષે આજ સુધી પણ સંશય રહ્યો નહિ. તે સમયે મારા જીવનનો એ

* ‘ માનવધર્મ, ’ પૃ. ૭૩.

પ્રથમ અનુભવ થયો, જેને આધ્યાત્મિક કહી શકાય....તે દિવસે ચેતના પોતાને વટાવીને ભૂમામાં પ્રવેશી. તે દિવસે કારાવાસનાં બારણાં ખોલીને બહાર નીકળી પડવા માટે, જીવનની વિધવિધ લીલાની સાથે જોડાઈને તેના પ્રવાહમાં વહેવાને માટે અંતરમાં તીવ્ર વ્યાકુળતા જાગી.'×

આ બહિર્ગમનનો બીજો એક અનુભવ કવિ આપે છે. 'મારું મન એકદમ પોતાનું ખુલ્લું દ્વાર મૂકીને બહાર સુદૂર નીકળી ગયું. અત્યંત નિબિડ ભાવે મારા અંતરમાં એક અનુભવ થયો. નિત્ય-કાલવ્યાપી સર્વાનુભવની એક અનવિચ્છિન્ન ધારા, અનેક પ્રાણની વિવિધ લીલામાં મળેલી એક અખંડ લીલા, મારી નજરે પડી... પોતામાંથી છૂટો પડીને સમગ્રમાં ખંડિતને સ્થાપન કરવાની સાથે જ પોતાના અસ્તિત્વનો ભાર હળવો થઈ ગયો. તે વખતે કોઈ એક રસિકની સાથે એકત્વ પામીને જીવનલીલાને રસરૂપે નિહાળી. તે દિવસનો મારો આ બોધ મારે માટે ગંભીર અને આશ્ચર્યપૂર્ણ હતો....એક પ્રકારનો મુક્તિનો આનંદ પામ્યો. સ્નાન કરવાની ઓરડીમાં જતાંજતાં એકવાર બારી પાસે થોડો વખત ઊભો હતો. તે થોડો વખત મારે માટે એક પળમાં બૃહત્ બની ગયો. આંખમાંથી પાણી પડી રહ્યું છે. ઇચ્છા થાય છે કે જાણે સંપૂર્ણ આત્મનિવેદન કરી ઢળી પડીને કોઈને પ્રણામ કરું.'*

કવિ પોતાનો એક બીજો અનુભવ, તેમના જીવનના એક અત્યંત વેદનાપૂર્ણ પ્રસંગનો આપે છે. તેમનો સૌથી નાનો પુત્ર, સોળેક વરસની વયે, એક મિત્રને ત્યાં રજાઓ ગાળવા ગયો, ત્યાં કોલેરાના હુમલાથી પટકાઈ પડ્યો. કવિને તારથી બોલાવવામાં

× 'માનવધર્મ'. પૃ. ૭૪થી ૭૮.

* એજન, પૃ. ૮૩-૮૪.

આવ્યા. તેમના ગયા પછી છોકરો ત્રણ દિવસ સુધી જીવ્યો. 'જ્યારે તેની અંતિમ ક્ષણ આવવાની તૈયારી હતી ત્યારે હું એક પાસેના ખંડમાં અંધારામાં એકલો બેઠો હતો અને તે જીવનની બીજી ભૂમિકામાં સંપૂર્ણ શાંતિ અને સુખથી પહોંચે તે માટે તીવ્ર ભાવે પ્રાર્થના કરતો હતો. તે સમયે એક ખાસ ક્ષણે મારું મન આકાશમાં તરવા માંડયું હોય તેવું લાગ્યું. ત્યાં નહોતો અંધકાર, નહોતો પ્રકાશ, હતું માત્ર શાંતિનું ગંભીર ઊંડાણ, ચૈતન્યનો એક નિઃસીમ સાગર, જેમાં નહોતું મોજું, નહોતો અવાજ. મને દેખાયું કે મારો પુત્ર અનંતના હૃદયમાં પોઢેલો છે, અને પાસેના ખંડમાં તેની સારવાર કરતા મારા મિત્રને હું બૂમ પાડીને કહેતાં કહેતાં રહી ગયો કે બાળક સલામત છે, તેને તેની મુક્તિ મળી ગઈ છે.'*

પોતાના આવા અનુભવોનું તારણ આપતાં કવિ કહે છે, 'તે વેળા સ્પષ્ટ જોયું છે કે જગતની તુચ્છતાનું આવરણ ખસી જઈને સત્ય અપરૂપ સૌન્દર્યમાં જણાયું હતું. તેમાં તર્કનો કાંઈ ભેળસેળ ન હતો, તે દર્શનને મેં કેવળ સત્યરૂપે જાણ્યું છે. હજુ ય એવી વાસના છે કે કદાચ સમસ્ત વિશ્વના આનંદરૂપને કોઈ એક શુભ મુહૂર્તે ફરીથી એવા જ પરિપૂર્ણ ભાવે કોઈવાર જોઈ શકીશ.'×

આ શુભ મુહૂર્ત કવિના જીવનમાં ફરી આવ્યું કે નહિ તે તેમની વાણીમાંથી જાણવા મળતું નથી. દેહત્યાગ પહેલાં થોડાંએક વરસ ઉપર કવિ ગંભીર માંદગીમાં હતા, અને ત્રણેક દિવસ શૂન્યાવસ્થા–coma–જેવી તંદ્રામાં હતા. તેમાંથી તે જાગ્યા ત્યારે એ અનુભવનું વર્ણન તેમને પૂછવામાં આવ્યું ત્યારે તેમણે કહેલું કે એ મારાથી શક્ય નથી. એ પછી એમણે અમુક કાવ્યો લખ્યાં જે 'પ્રાન્તિક' નામે સંકલિત થએલાં છે. તેમાંના એક કાવ્યમાં

* એક પત્રમાંથી. × 'માનવધર્મ' પૃ. ૮૨

કવિની આ અવસ્થાનો કંઈક ખ્યાલ મળે છે. 'તેં મને તારી સભામાં બોલાવ્યો હતો. તેં ધાર્યું કે તે અદૃશ્ય પ્રકાશનું ગાન સૃષ્ટિની સીમાવાળા જ્યોતિર્લોકમાંથી, મારા અંતરમાંથી નીકળી ઊઠશે, ને મૃત્યુના પ્રકાશનું ગાન મારા અંતરમાંથી પૃથ્વીના પ્રકાશિત લોકમાં મંદ્રિત થઈ ઊઠશે...તેં ધાર્યું હતું કે આ અનંતને, આ ચરમને હું મારા કવિત્વનું ધ્યેય બનાવીશ. જીવનની રંગભૂમિ ઉપર મેં જે કાંઈ કર્યું હતું, કવિતાની વેદી પર મેં જે કાંઈ અર્પ્યું હતું, અને જે કાંઈ તાન મેં સેવ્યાં હતાં, તે પરથી તેં ધારેલું કે આ ચરમનું ગાન ગાવા હું શક્તિશાળી થઈશ. પરંતુ હાય! તેમાં તું નિરાશ થયો...તેં જોયું કેઃ 'ના, આ તે કામ નહિ કરી શકે. હજી વાર છે. માટે તેને પાછો મોકલી દો.' તેથી જ તેં મને પાછો મોકલી દીધો.'*

આ શું અશક્તિનો એકરાર છે? ના, સત્યનું વિનમ્ર ઉચ્ચારણ છે. અને આને અશક્તિ કહેવી હોય તોય તે એક વાઙ્મનસાતીત અનુભવને ઝીલી ન શકતાં માનવનાં એ વાચા અને મનનાં સ્થૂલ કરણોની મર્યાદામાંથી જન્મતી અશક્તિ છે. એ ચરમનું ગાન કવિએ ભલે ન આપ્યું તોપણ એ ચરમના સીમાડા લગી કવિ આપણને લઈ ગયા છે. માનવપ્રકૃતિની વર્તમાન સીમાઓને ઓળંગવાને તથા અસીમ અને અતીત અને સુદૂર તરફ જવાની પિપાસા કવિના મુખે જેટલી વ્યક્ત થઈ છે, અને સાથેસાથે જગતની સીમામાંનું રહસ્ય પણ તેમણે જે ગાયું છે તે માનવને માટે નાનીસૂની વાત નથી. કવિ કહે છે, 'સંસારના નિયમોને મેં જાણ્યા છે, તેમને માનવા પણ પડ્યા છે, મૂઢની માફક તેમને ઉચ્છૃંખલ કલ્પનાદ્વારા વિકૃત કરીને જોયા નથી, પરંતુ આ સમસ્ત વ્યવહારની ભીતર થઈને મારું મન વિશ્વની સાથે યુક્ત થઈને ચાલ્યું ગયું છે તે

* 'પ્રાન્તિક', કાવ્ય ૧૦ મું.

સ્થળે જે સ્થળે સૃષ્ટિ પહોંચે છે સૃષ્ટિના અતીતમાં. એ યોગમાં સાર્થક થયું છે મારું જીવન.'*

આ સાર્થકતા નાનીસૂની નથી. છતાં હજી તેમાં જીવનની અને દર્શનની સંપૂર્ણ પૂર્ણતા નથી. એકવાર કવિના જીવન-દર્શન ઉપર આરોપ મૂકવામાં આવ્યો કે એમાં તો બંસીનું જ ગાન પ્રધાન છે. શક્તિનુ નહિ. કોઈ કોઈ ટીકાકારો એમના ધર્મ-દર્શનનાં વર્ગીકરણ કરવા લાગ્યા, ત્યારે કવિએ બહુ નમ્ર ભાવે છતાં સ્પષ્ટ રૂપે પોતાની દૃષ્ટિ સ્પષ્ટ કરી. પોતાનાં કાવ્યોમાંથી જીવનના સંઘર્ષનું દર્શન અને રુદ્રનું આવાહન કરતા સંખ્યાબંધ ખંડો ટાંકી બતાવ્યા અને ધર્મપ્રાપ્તિની બાબતમાં પોતાની સ્થિતિ સ્પષ્ટ કરી.

'મારો ધર્મ મારા ઉપચેતન–પ્રદેશના અંધકારમાં થઈને ક્રમેક્રમે ચેતનલોકના પ્રદેશમાં જે પ્રગટ થતો જાય છે તેનાં સ્પષ્ટ–અસ્પષ્ટ ચિહ્ન મારાં લખાણોમાં મળે છે. તે ચિહ્નને જોતાં જણાય છે કે તેને માર્ગની ભાળ નથી તથા તેને એ પણ ભાળ નથી કે તે ખરેખર કઈ દિશામાં જાય છે. એ માર્ગ સંસારમાંનો છે કે સંસારથી પરનો છે તેનુ પણ તેને જ્ઞાન નથી. જેને તે જોવા ઇચ્છે છે તેનું નામ તે દઈ શકતો નથી. ...મારો ધર્મ શું, તે હું આજ પણ સંપૂર્ણ અને સ્પષ્ટ રૂપે જાણું છું એમ હું કહી શકતો નથી – અનુશાસનરૂપે, તત્ત્વરૂપે, કોઈ પુસ્તકમાં લખેલો જે ધર્મ છે તે તો એ નથી જ. તે ધર્મને જીવનના મર્મકોષમાંથી વિચ્છિન્ન કરીને, ખુલ્લો કરીને, સ્થિર ઊભો રાખીને જોવો યા જાણવો એ મારે માટે અસંભવ છે, પણ અલસ શાંતિ યા તો સૌન્દર્યરસભોગ એ તે ધર્મનાં પ્રધાન લક્ષ્ય યા ઉપાદાન નથી એ વાત તો હું નક્કી જાણું છું.'×

* 'આત્મપરિચય', પૃ. ૧૧૭.

× એજન, પૃ. ૫૫, ૭૪.

કવિની આ વાણી કેવી નિર્મલ અને નિરહં છે! કવિના પ્રતિપાદનમાં ક્યાંય આવેશ નથી, ઉગ્રતા નથી. 'આમાર માથા નત કરે દાઉ હે તોમાર ચરણધૂલિર તલે'ની ભાવના સાથે કવિનું આખું જીવન જાણે વ્યતીત થયું છે. પરંતુ બુદ્ધિની અભિજ્ઞતા તે જ અંતરની અભિજ્ઞતા નથી. કવિની આપણે જોયેલી આ બંને અભિજ્ઞતાઓમાં ક્યાક વિસંગતિ પણ જોવા મળે છે. ઉપનિષદનું મંત્રદર્શન ઈશાવાસ્યમિદં સર્વં યત્કિંચ જગત્યાં જગત્।...ઇહ ચેદ-વેદિત્ અથ સત્યમસ્તિ, ન ચેત્ ઇહ અવેદિત્ મહતી વિનિષ્ટઃ। આ જગતમાં ઈશ્વરને સ્થાપવો, આ પૃથ્વી ઉપર, આ દેહમાં જ તેને જાણી લેવો, એ વાત કવિમુખેથી વારંવાર નીકળ્યા પછી કવિની ઉત્તરાવસ્થામાં તેમને લાગે છેઃ 'મારું જીવન સંસારના દીવાની ધૂણીથી કલંકિત થયેલું છે. તેને મૃત્યુના તીર્થજલમાં સાફ કરવું પડશે. જગતરૂપી સ્વપ્નની અરણ્યવીથિકાની પેલી પાર, જ્યાં મારો પૂર્વ ઇતિહાસ પરિમાર્જિત થઈ ગયો છે, તેવા અકલંક પ્રથમ આદિ પ્રતિ મારી તીર્થયાત્રા છે.'* 'જ્યારે મૃત્યુદૂત મને તારા વિરાટ આંગણે લઈ ગયો, ત્યારે મેં અંધકાર જોયો. પરંતુ તે અંધકારના પડમાં, તેના અંતરના અંતરમાં એક એવો પ્રકાશ હતો જે નિખિલ જ્યોતિનો જ્યોતિ હતો. તે પ્રકાશ મારી પોતાની છાયાને લીધે ઢંકાયેલો હતો. આ પ્રકાશને ઝીલવાને આપણે તૈયાર નથી, તેથી જ તે દેખાતો નથી. આપણું શરીર તેની આડે આવે છે.'×

સ ભૂમિં વિશ્વતો વૃત્વા અત્યાતિષ્ઠત્ દશાંગુલમ્‌ની વાત કવિ જાણે છે. પરમ સત્ય તે વિશ્વમાં વ્યક્ત થતા સત્ય કરતાં પણ કંઈક વિશેષ છે, એની એ ઊર્ધ્વ અવસ્થામાંથી તે સાકાર બની પૃથ્વી, પ્રાણી અને માનવમાં આવિર્ભાવ સાધે છે, તેનું ગ્રહણ અત્યારના

* 'પ્રાન્તિક', કાવ્ય ૪થું. × રોગશય્યાય? — × એજન, કાવ્ય ૧૦મું.

માનવચિત્તથી સંપૂર્ણરૂપે શક્ય નથી,× તેમ છતાં આ પરમના તત્ત્વને માનવરૂપમાં સીમિત કરવાનો યત્ન કવિદ્વારા થતો હોય તેવું લાગે છે.

'આપણા દર્શનમાં જે સગુણ બ્રહ્મ તરીકે ઓળખાય છે તેમના સ્વરૂપ વિષે જણાવવામાં આવ્યું છે કે सर्वेन्द्रियगुणाभासम्–એટલે કે માણસની બહારની તેમજ અંદરની જેટલી ઇન્દ્રિયોના ગુણો છે તેનો આભાસ તેમનામાં છે. તેનો અર્થ જ થયો માનવ-બ્રહ્મ, અને તેથી જ તેમનું જગત તે માનવજગત. આ સિવાયનું જો કોઈ બીજું જગત હોઈ શકે તો તે આપણે માટે કેવળ આજ તો શું પણ કોઈ કાલેય ન હોય. ...મારો આત્મા, તમારો આત્મા, તેનો આત્મા, એવા કેટલા ય આત્મા છે. તે સઘળા આત્મા જે એક આત્મામાં સત્ય હોય, તેને જ આપણા શાસ્ત્રમાં પરમાત્મા કહ્યા છે. આ પરમાત્મા **માનવ પરમાત્મા** છે, તેઓ सदा जनानां हृदये सन्निविष्टः'*

પરમાત્મા જનોના હૃદયમાં સદા રહેલા છે. પણ કવિ એમ તો સૂચિત કરવા નહિ જ માગતા હોય કે તેથી ક્યાંય અન્યત્ર તેનો નિવાસ નથી. માનવલોકથી ભિન્ન ઇતર લોકોની વાત કવિ-મુખેથી આપણે સાંભળી છે. પ્રશ્ન એ થાય છે કે એ લોકોને અને આ માનવલોકને કશો સંબંધ છે ખરો? કવિ આ સંબંધની

× "મને લાગે છે કે તેનું સત્ય વિશ્વમાનવમનમાં છે. પરંતુ સઘળા મનુષ્યોના મનનું સમષ્ટિરૂપ આ વિશ્વમાનવ મનનો મહા દેશ સર્જે છે, એ વાત બરાબર નથી. વ્યક્તિગત મન વિશ્વમનમાં આશ્રિત છે, પરંતુ વ્યક્તિ-ગત મનનું યોગફળ વિશ્વમન નથી. જો તેમ હોત તો જે કાંઈ છે તે જ એકાંત હોત, અને જે કાંઈ હોઈ શકે તેનું સ્થાન જ ન રહેત." "એવું કોઈ એક ચિત્ત ક્યાંક હોઈ પણ શકે, જેનું ઉપલબ્ધ જગત આપણાં આણ્વિક પરિમાપથી અતીત હોય; જેને આપણે આકાશ કહીએ છીએ, તે આકાશમાં તે વિરાજતું ન હોય." 'માનવધર્મ' પૃ. ૪૯.

* એજન, પૃ. ૩૪.

બાબતમાં સંશયિત લાગે છે. આત્મતત્ત્વની જે કેટલીક સાધનાઓ વ્યક્તિને જગતથી વિમુખ કરે છે તેના પ્રત્યે કવિએ અભિરુચિ નથી દર્શાવી. ૅइह एव कर्माणि कुर्वन् નો પુરસ્કાર કર્યો છે, તે કર્મસાધનાના વિષયમાં ઉપર આપણે જોયું. પરંતુ સમગ્ર માનવની મુક્તિનો વિચાર તેમનામાં ક્રમેક્રમે વિશેષ દૃઢતા લે છે. ' પોતાની વ્યક્તિગત શક્તિથી કોઈ ભલે ગમે તેટલો મુક્ત થાય, પરંતુ તેની તે મુક્તિ ત્યાંસુધી નિરર્થક છે, જ્યાંસુધી એ મુક્તિ તે બધાંને દઈ ન શકે. '*

આ વિચાર પણ સમુચિત છે. પરંતુ માનવની આ મુક્તિ કઈ રીતે સિદ્ધ થાય, વ્યક્તિગત શક્તિ ઉપરાંત સમષ્ટિગત શક્તિ પણ તેને મુક્તિ મેળવવામાં શું કામ આવે ખરી, એ પ્રશ્નોની બાબતમાં પણ કવિના ચિત્તમાં દ્વિધાત્વ દેખાય છે. માનવની ઊર્ધ્વ અભીપ્સામાં જનગણનો સહકાર મળે તો તેની સિદ્ધિ સરળ બને છે. પરંતુ જે ઊર્ધ્વમાં ઊર્ધ્વ આધ્યાત્મિક અભીપ્સા છે તે બાબતમાં જનગણનો સહકાર નહિ પણ વિરોધ પણ મળે છે. એ સામે લડી લેવાને પણ કવિ કહે છે. તે માટે પરમતત્ત્વની સહાય યાચવા પણ તે તૈયાર થાય છે. છતાં તેઓ કહે છે કે એ જનગણ વચ્ચે યા તે દ્વારા જ સાધના થવી જોઈએ.× ' The great leaders

* ' માનવધર્મ ' પૃ. ૬૭

× Doubts assail us and strength fails in our aspiration for spiritual life chiefly because it is not the aspiration of the surrounding croud.

Therefore our wish for the highest has to be so immensely true, so that it can sustain itself in all circumstances against the constant pressure of the croud's wish. We need all the succour of the eternal to fight against the combined antagonism of the congregated movments. ' Thoughts from Tagore ' પૃ. ૫૪

have ever won that infinity of solitude, needed for soul's meeting with her God, through the crowd and for the crowd themselves.' અહીં 'થ્રૂ' શબ્દનો અર્થ 'દ્વારા' કે 'વચ્ચે' જે કંઈ કરો. પણ તે જનગણને ખાતર જીવનાર ઈશુ અને બુદ્ધની સાધનાને નથી લાગુ પડતી તે કવિની નજર બહાર કેમ રહી જાય છે તથા ઈશ્વર-વિમુખ જનગણ અને તેનાથી ઊર્ધ્વનું ઈશ્વરતત્ત્વ એ બંનેનો ભેદ કવિને સ્પષ્ટ હોવા છતાં મુક્તિના સાધકને તેની સાધના દરમિયાન કઈ કાર્યસાધકતા ખાતર જનગણ સાથે જકડાયેલ રહેવાનું કવિ નિર્દેશે છે એ વસ્તુ સહેલાઈથી સમજી શકાતી નથી.* જનગણનું કલ્યાણ, મુક્તિ એ વાત બરાબર. પણ તે કઈ રીતે? પાણીમાં ગરકી જતા માણસને તરતો કરવાની શક્તિ તારાએ એકલા તરીને સિદ્ધ કરવાની રહે છે. છતાં કવિનું દર્શન માનવસંબંધ અને માનવતત્ત્વ તરફ વધારે ઝોક લેવા લાગ્યું છે. અહીં પરમતત્ત્વને કઈ પરિભાષાથી ઓળખવું, તેને માટે અતિમાનવ, અમાનવ, દૈવી યા માનવ શબ્દ વાપરવો એ ગૌણ વાત છે. પરંતુ એ તત્ત્વના સત્ય રૂપની ઉપલબ્ધિ કઈ રીતે કરવી એ મુખ્ય મુદ્દો છે.

'મારું મન જે સાધનાનો સ્વીકાર કરે છે તે એ છે કે પોતાનો ત્યાગ કર્યા વિના પોતામાં જ તે મહાન પુરુષની ઉપલબ્ધિ કરવાનું એક ક્ષેત્ર છે,–અને તે છે નિખિલ માનવનો આત્મા. તેમનાથી સંપૂર્ણ ઉત્તીર્ણ થઈને કોઈ અમાનવ કે અતિમાનવ સત્યમાં ઉપનીત થવાની વાત જો કોઈ જણાવે, તો તે વાત સમજવાની શક્તિ મારામાં નથી. કારણ કે મારી બુદ્ધિ માનવબુદ્ધિ છે, મારું હૃદય માનવહૃદય છે, મારી કલ્પના માનવકલ્પના છે. તેને ગમે તેટલું માર્જિત કરો કે શોધો, પરંતુ તે માનવચિત્ત કદાપિ છોડશે નહિ. આપણે જેને વિજ્ઞાન ગણીએ છીએ તે માનવબુદ્ધિથી પ્રમાણિત

થયેલું વિજ્ઞાન છે, આપણે જેને બ્રહ્માનંદ ગણીએ છીએ તે પણ માનવના ચૈતન્યમાં પ્રકાશિત થતો આનંદ છે. આ બુદ્ધિમાં, આ આનંદમાં જેમની ઉપલબ્ધિ કરીએ છીએ, તે ભૂમા તો છે, પરંતુ માનવી ભૂમા છે. તેમની બહાર બીજું કોઈ હોવું ન હોવું મનુષ્યને માટે સમાન છે. '×

એ બધું ખરેખર 'સમાન' જ છે? તો પછી કવિ આ કઈ અવસ્થાનું વર્ણન આપે છે? 'મારે જવાનું છે તે નીરવ, કોલાહલહીન, ભાષાહીન સંગીતમંદિરે. ત્યાં તેનું સ્થાન છે. જગતના ચિહ્ન વગર ત્યાં જવાનું છે. ત્યાં એકલા જવાનું છે. હાથમાં એક-તારો લઈ જવાનું છે.' *

આ બે ભિન્ન અભિજ્ઞતાઓમાંથી કઈ વધારે સારી? કવિ કહે છે તે મુજબ માનવીભૂમાથી ઊર્ધ્વનું ભૂમા કેવું છે તથા તેનો માનવલોક સાથે કેવો સંબંધ છે એના દર્શન ઉપર માનવની આત્મસાધનામાં ઘણો ફેર પડી જાય છે. દાખલા રૂપે કવિનાં કાવ્યમાં વેદના અને મૃત્યુની અનિવાર્યતા, તેનો સહર્ષ સ્વીકાર,

× 'માનવધર્મ,' પૃ. ૮૬.

* 'પ્રાન્તિક', કાવ્ય ૪થું. આ ભાવ કવિ એક બીજે સ્થળે પણ જણાવે છે. There comes at last a day when the emancipated soul steps out of all bonds to face the supreme soul. Having fulfilled the demands of all wordly relations, it must now prepare for the gain of new relations with the Infinite. ...so does the soul, whose world-work is done, put away all finite matters and come all alone to its communion with the Beloved finding in that consummation the perfection of its own life. 'Thoughts from Tagore', પૃ. ૧૧૪

તેમાં મંગલ તત્ત્વનું દર્શન, અને તેમાંથી નીપજતા ક્લેશ ઇત્યાદિના ત્યાગની વાત પુનઃપુનઃ આવે છે. જીવનના દુઃખદ અને અનનુકૂલ અનુભવોને આવકારી લેઈ તેનાથી અપરાજિત રહેતી આ વૃત્તિમાં વીરતા છે. તેમજ મૃત્યુ જેવી પરમ ભયાવહ વસ્તુને પ્રભુના મંગલ-મૂર્ત પ્રકાશપૂર્ણ દૂત તરીકે વર્ણવવામાં સુંદર કાવ્ય પણ છે. પરંતુ આ વિષયમાં એ પ્રદેશની પ્રમાણભૂત વ્યક્તિઓનાં દર્શન સહેજ જુદાં પડે છે, આગળ વધે છે. વેદના અને વ્યથાનો દ્રાવક રસ જીવનની વિશુદ્ધિ માટે માનવે હમેશાં પ્રયોગમાં લેવો જ પડશે તેવું નથી, દેહનું વિશ્લેષણ થતાંની સાથે સીધા પ્રભુના ચરણમાં પહોંચી જવાય છે તેવું પણ નથી, અને પ્રભુના ચરણમાં પહોંચવા દેહનો ત્યાગ કરવો જ પડે એમ પણ નથી.*

* Pain of mind and body is a device of Nature, that is to say, of Force in her works, meant to subserve a definite transitional end in her upward evolution....If and when Mind in man becomes capable of being free, unegoistic, in harmony with all other beings and with the play of the universal forces, the use and office of suffering diminishes...Its eventual elimination must be an essential point in the destined conquest of the soul over subjection to Matter and egoistic limitation of Mind.

શ્રી અરવિંદ, 'Life Divine' વૉ. ૧, પૃ. ૧૬૨-૬૩

In fact the body is your fortress and shelter... After death you have the same vital surroundings and are in the danger from the same forces that are the cause of your misery in this life. The dissolution of the body forces you out into the open spaces of the

આવી સૂક્ષ્મ અસંગતિઓ પ્રથમ નજરે પ્રાકૃત જીવન માટે કશા મહત્ત્વ વિનાની લાગે, પણ તે તેના આધ્યાત્મિક જ નહિ પણ સામાન્ય જીવન માટે પણ, સાધનાના સુકાનને બહુ જુદી જ દિશામાં પલટી દે છે. નૌકા ઊપડતી વેળા સુકાનની દિશાના ખૂણા-માં એકાદ અલ્પાંશનો ફેર હોય પણ ગંતવ્ય સ્થાને પહોંચતાં સુધીમાં તો તેમાં જોજનોનું અંતર થઈ જાય.

અસ્તુ. પણ કવિને કાને આ તર્કચર્ચા પડે તો તેઓ જરૂર હસે. આપણે તેમને કહીએ કે, તમારા દર્શનમાં આવેશ છે તો સો વાર ક્ષમા માગી લે, અને અજાતશત્રુના પરમ સૌમ્ય ભાવે કહેઃ 'બાબા, મારી સાથે આમ તર્ક લડાવવા કાં આવો છો?' 'હું તત્ત્વ-જ્ઞાની, શાસ્ત્રજ્ઞાની, ગુરુ વા નેતા નથી....શુભ્ર નિરંજનના જેઓ દૂત છે, તેઓ પૃથ્વીનું પાપક્ષાલન કરે છે, માનવને નિર્મલ નિરામય કલ્યાણવ્રતમાં પ્રવર્તિત કરે છે, તેઓ મારા પૂજ્ય છે, તેમના આસનની જોડમાં મારું આસન ન હોય. પરંતુ તે એક શુભ્ર

vital world. And you have no longer a defence... It is here upon earth, in the body itself, that you must acquire a complete knowledge and learn to use a full and complete power. Only when you have done that will you be free to move about with entire security in all the worlds.

...The whole of humanity believes firmly in death; it is, one might say, a general human suggestion based on a long unchanging experience. If this belief could be cast out first from the conscious mind, then from the vital nature and the subconscious physical layers, death would no longer be inevitable.

'Words of the Mother', પૃ. ૧૧૨-૧૩, પૃ. ૯૫

જ્યોતિ જ્યારે બહુરૂપ બને છે. ત્યારે તે નાના વર્ણનાં આ પ્રકાશ-કિરણોમાં પોતાને વિચ્છુરિત કરે છે, વિશ્વને રંગે છે; હું તે બહુ-રૂપનો દૂત છું. હું નાચું છું નચાવું છું, હસું છું હસાવું છું, ગાન કરું છું, ચિત્ર કાઢું છું. જે આવિઃ વિશ્વપ્રકાશના અહૈતુક આનંદમાં અધીર બનેલો છે હું તેમનો દૂત છું...જે લોકો શંખ-ઘંટા વગાડી મને ઊંચા માંચડા પર બેસાડવા ઇચ્છે છે તેમને હું કહું છું કે હું તો નીચેનું સ્થાન લઈને જ જન્મ્યો છું. પ્રવીણ અને પ્રધાન પુરુષોના આસન પરથી ઊતરી જવાની રમતગમતના ઉસ્તાદે મને છુટ્ટી આપેલી છે. આ ધૂળ-માટી-ઘાસની વચ્ચે મારું હૃદય ઢાળી દઈને પહોંચ્યો છું વનસ્પતિઓની મધ્યે. જેઓ માટીના ખોળામાં છે, જેઓ માટીના હાથે ઊછરેલા છે, જેઓ માટીમાં જ ચાલવાનું શરૂ કરી છેવટે માટીમાં જ વિશ્રામ કરે છે હું તે સૌનો બંધુ છું, હું છું કવિ. '*...' એવો એક દિવસ આવશે જ્યારે કવિની વાણી પરિપક્વ ફળની માફક આનંદની પૂર્ણતાના ભારે અનંતની અર્ધ્યડાળી ઉપર નિઃશબ્દે ખરી પડશે. ત્યારે મારા જીવનનું શેષ મૂલ્ય, શેષ યાત્રા, શેષ નિમંત્રણ ચરિતાર્થ બનશે.'× ...કેમ, શિશુઓ, હવે સંતુષ્ટ થયાં ને? લો, હમણાં તો જાઉં છું. જુઓ, જુઓ, પેલો સંમુખે શાંતિપારાવાર.'

એ શાંતિપારાવારનાં દર્શન પામી કર્ણધારને તરી સંભાળવાનું કહી ગુરુદેવ ગયા. એમની પંથ ઉપરની સુમધુર સુલલિત અનુદ્વેગકર વાણી હજી જગતના કર્ણમાં મંદ્રિત થયા કરે છે, અને જગતને જ્યાં લગી એ ભૂમાનો પ્રદેશ પ્રાપ્ત થયો નથી ત્યાં લગી એનું સ્થાન જગતના વિચાર અને રસના ભંડારમાં સજીવન રહેશે. અને એથી યે પૂર્ણતર પૂર્ણતાનું ગાન પણ ગાવા તેઓ પાછા આ ભૂપૃષ્ઠ ઉપર આવશે. પૃથ્વી સાથે તેમને ઘનિષ્ઠ પ્રેમ રહ્યો છે.

* 'આત્મપરિચય', પૃ. ૮૦. × 'પ્રાન્તિક' કાવ્ય ૧૦મું.

# ૫

## કવિવર રવીન્દ્રને—

રા. વિ. પાઠક (શેષ)

અમ આ પરતંત્ર દેશને
　　જગમાં સ્થાન ન માન વા હતું;
નિજ માત તણાં જ અંગજો
　　ગણી અસ્પૃશ્ય બન્યા હતા સ્વયમ્ ૧

કરવી ફરિયાદ ના ઘટે
　　લીધી હાથેથી જ માગી જે દશા!
પણ સંસ્કૃતિ પુણ્ય પૂર્વની
　　અમથી નિન્દિત! હા, અસહ્ય એ! ૨

તહીં તું ઉદિયો રવિ સમો
　　પ્રતિભાપન્ન સહસ્ર ભર્ગથી,
તિમિરાવૃત ગૂઢ ગહ્વરો
　　અજવાળ્યાં વળી દીન આ મુખો. ૩

ઘન થીજી ગયેલ જ્ઞાનને
　　વહતું ને રસરૂપ તેં કર્યું,
થઈ ઇન્દ્ર નભેથી ગર્જીને
　　વરસ્યો પશ્ચિમ પૂર્વે બેઉમાં. ૪

ટહુક્યો ઉર ભાવને ભરી
પૃથિવી ને પૃથિવીની પારના,
જન છો સહુ રક્ત જગ્તમાં
સુણુવા ઉત્સુક કે તૈયાર ના. ૫

કવિ તું, તું મહર્ષિ, આર્ય તું,
ગુરુ, દ્રષ્ટા વળી ભૂત ભવ્યનો;
કર્યું જીવન શુભ્ર ગાઈ તેં
કર્યું મૃત્યુ ય અનન્ય મંગળ. ૬

તુજ ભૌતિક દેહના લયે
કરવો હોય ન મોહ શોક વા;
કહ્યું તેં પ્રકૃતિ જ લઈ જતી
સ્તન એકેથી વછોડીને બીજે. ૭

પણ વત્સ અતીવ લાડિલા
પ્રકૃતિના! થઈ પૂર્ણ તૃપ્ત તેં
જગને ય ધર્યું'તું સ્તન્ય એ
તવ ઉચ્છિષ્ટ હવે ય પાઠવે. ૮

## ટિપ્પણ

શ્લોક ૧—નિજ માત......સ્વયમ્. અહીં કવિવર રવીન્દ્રનાથ ટાગોરના જ એક કાવ્યના ભાવાર્થનો ઉલ્લેખ છે. મૂળ—

"હે મોર દુર્ભાગા દેશ, જાદેર કરેછ અપમાન,
અપમાને હોતે હબે તાહાદેર સબાર સમાન.
માનુષેર અધિકારે વંચિત કરેછ જારે
સમ્મુખે દાંડાયે રેખે તબુ કોલે દાઓ નાઈ સ્થાન

માનુષેરે પરશેરે પ્રતિદિન ઠેકાઈયા દૂરે
ઘૃણા કરિયાછ તુમિ માનુષેર પ્રાણેર ઠાકુરે
વિધાતાર રુદ્રરોષે દુર્ભિક્ષેર દ્વારે બંસે
ભાગ કરે ખેતે હબે સકલેર સાથે અન્નપાન.”

અર્થ—ઓ મારા અભાગી દેશ ! જેમનું તેં અપમાન કર્યું તે અપમાનમાં જ તારે સૌની સમાન થવું પડશે. મનુષ્યના અધિકારથી જેમને તેં વંચિત કર્યા છે, આંખ સામે ઊભા રાખ્યા છતાં જેમને તું ખોળામાં સ્થાન આપવાની ના પાડે છે—અપમાનમાં જ તારે એ સૌની સમાન થવું પડશે.

માણુસના સ્પર્શથી રોજ રોજ દૂર ઠેલતો રહીને તેં મનુષ્યના અંતરમાં બિરાજતા રામને તરછોડ્યા છે. એ પાપે આજે વિધાતાના કોપાગ્નિમાં પડીને દુર્ભિક્ષને બારણે એ સૌની જોડે જ બેસીને રોટલીના ટુકડા વહેંચી ખાવાનો તને દિવસ આવશે—એ અપમાનમાં જ તારે એ સૌની સમાન થવું પડશે.

શ્લોક ૭—કવિવરે પોતે જ બેએક જગાએ કહ્યું છે કે માતા જેમ બાળકને એક સ્તનેથી છોડાવીને બીજે સ્તને લઈ જાય છે તેમ પ્રકૃતિમાતા મૃત્યુમાં, મનુષ્યને એક જીવનમાંથી છૂટો કરી બીજા જીવનમાં લઈ જાય છે. મૂળ—

“ સ્તન હતે તુલે નિલે શિશુ કાંદે ડરે
મુહૂર્તે આશ્વાસ પાય ગિયે સ્તનાન્તરે.”

—નૈવેદ્ય, મૃત્યુ.

“ સે જે માતૃપાણિ,
સ્તન હંતે સ્તનાન્તરે લઈ તે છે ટાનિ”

—સોનાર તરી, બંધન.

The child cries out when from the right breast, the mother takes it away, in the very next moment to find in the left one its consolation.

Gitanjli–Song 95

શ્લોક ૮—ઉચ્છિષ્ટ: અથર્વવેદમાં એવી શ્રુતિ છે કે સર્વ કલાઓ અને મનુષ્યની સર્વ ઉન્નતતર પ્રવૃત્તિઓ ઉચ્છિષ્ટમાંથી ઉત્પન્ન થાય છે. અહીં ઉચ્છિષ્ટનો અર્થ સ્થૂળ જીવનના નિર્વાહને માટે વપરાતાં બાકી રહેલી શક્તિ–બાકી રહેલી માનવની સૂક્ષ્મતર અને ઉન્નતતર શક્તિ એવો અર્થ છે. અહીં આ કલ્પનાને એક બીજી કલ્પના સાથે વણી લીધેલી છે. ગાય જેમ પોતાના વત્સને જોઈને સ્તન્ય સ્રવે છે તેમ પ્રકૃતિ જ પોતાનો વત્સ અર્થાત આ કવિવરને જ જોઈને કાવ્ય સ્રવે છે અને માણુસ જે દૂધનો ઉપયોગ કરે છે તે હંમેશા એ વત્સનું જ ઉચ્છિષ્ટ હોય છે. તેમ અહીં કાવ્ય એ કવિનું ઉચ્છિષ્ટ છે એમ કહ્યું છે. અને અત્યાર સુધી જેમ કવિએ પોતાના ઐહિક અનુભવોનું કાવ્ય જગતને આપ્યું છે તેમ આમુષ્મિક અનુભવોનું કાવ્ય પણ ત્યાંથી પાઠવે એવી ઇચ્છા વ્યક્ત કરી છે. મૂળ—

" ऋतं सत्यं तपो राष्ट्रं श्रमो धर्मश्च कर्म च ।
भूतं भविष्यत् उच्छिष्टे वीर्यं लक्ष्मीबलं बले ॥ "

" Righteousness, truth, great endeavours, empire, religion, enterprize, heroism and prosperity, the past and the future dwell in the surpassing strength of the surplus. "

The meaning of it is that man expresses himself through his super-abundance which largely overleaps his absolute need.

The renowned Vedic commentator, Sayanacharya says:—

" The food offering which is left over after the completion of sacrificial rites is praised because it is symbolical of Brahma, the original source of the universe. "

According to this explanation, Brahma is boundless in his super-fluity which inevitably finds expression in the eternal world process. Here we have the doctrine of the origin of the arts. Of all living creatures in the world man has his vital and mental energy vastly in excess of his need which urges him to work in various lines of creation for its own sake. Like Brahma himself, he takes joy in productions that are unnecessary to him, and therefore representing his extravagance and not his hand to mouth penury. The voice that is just enough can speak and cry to the extent needed for every day use, but that which is abundant sings, and in it we find our joy. Art reveals man's wealth of life, which seeks it freedom in forms of perfection which are end in themselves.

આ બધાં અવતરણો માટે હું શ્રી નગીનદાસ પરીખનો આભારી છું.

—રા. વિ. પાઠક

## ૬

# રવીન્દ્રનાથ અને આપણે

ઉમાશંકર જોષી

: ૧ :

કવિવર રવીન્દ્રનાથના મૃત્યુથી જે શૂન્યતા આપણા દેશમાં ફેલાઈ છે તે ઘડીભર આપણી વાચાને સ્તબ્ધ કરી દે એવી છે. છતાં એમને અંજલિ આપવાને મિષે એમને વિષે ઘણાઓએ ઘણી સારી વસ્તુઓ કહી છે, એમાં હું શું ઉમેરું? હું એમને પરોક્ષ રીતે ઓળખતો-એમની કવિતા દ્વારા. ગંગાને કાંઠે બેઠેલો માણસ ગંગાનો પ્રવાહ જુએ અને મનમાં સમજે કે ક્યાંક હિમાલય હોવો જ જોઈએ, રવીન્દ્રનાથ એમ મારે મન હતા. અને તેથી આજ પણ એમની કાવ્યગંગાને કાંઠે બેઠો બેઠો કેમે મનને સમજાવી શકતો નથી કે એ નથી. વેદના કવિએ ભારે ખુમારીથી ગાયું છેઃ देवस्य पश्य काव्यम् न ममार न जीर्यति । દેવનું કાવ્ય તો જો! નથી મરતું, નથી જીર્ણ થતું. દેવના એ કાવ્ય ઉપર જે કવિતા ભાષ્યરૂપ હોય છે તે પણ મરતી નથી. એનો ગાનારો પણ પોતાના આયુષ્યના સારભાગ સમી એ કવિતાકૃતિના અ-મૃતત્વથી અમરતાને પામે છે. રવીન્દ્રનાથ એમની કવિતા વડે અમરતાને પામ્યા છે.

પણ આપણી દૃષ્ટિ સામાન્ય રીતે એમની કવિતા તરફ વળતી નથી, એમની કવિતાએ કમાઈ આપેલી એમની કીર્તિ

તરફ વળે છે. મધ્યકાલીન ઉપમા વાપરું તો આપણે દાસીમાં જ મોહી ગયા હોઈએ એવું લાગે છે, એ દાસી જેની પરિચારિકા છે તે રાણી તરફ તો આપણું ધ્યાન જ જતું નથી. હું રવીન્દ્રનાથ વિષે ભાષણો સાંભળું છું ને છાપાંમાં વાંચું છું. બધામાં એક જ વાત જોઉં છું કે સૌને રવીન્દ્રનાથની કવિતાએ કવિને અને સાથોસાથ કવિની જન્મભૂમિને આપેલી કીર્તિની જ પડી છે. બધા જ જાણે કે એક વાત ગાઈ રહ્યા છે કે રવીન્દ્રનાથે અમારા દેશનું નામ દુનિયામાં ગાજતું કર્યું, રવીન્દ્રનાથે અમારી એક સચેત પ્રજા તરીકે ગણના કરાવી, આ દીનહીન દેશમાં પણ મહાન પુરુષો સંભવી શકે છે એ શકયતા તરફ જગતની આંખ ઉઘાડી.

પણ રવીન્દ્રનાથની મહત્તા સમજવાનો આ સાચો માર્ગ નથી. આ તો એવું થયું કે રવીન્દ્રનાથ મહાન હતા કેમકે એમણે અમને બહારની દુનિયા સમક્ષ મહાન બતાવ્યા—એમ જાણે આપણે કહેતા ન હોઈએ.

જ્યારે કોઈ પણ પ્રજાનો આત્મપાત થયો હોય છે ત્યારે એનો વીરપૂજાનો—વિભૂતિપૂજાનો—વિધિ તે આત્મપૂજાનો જ વિધિ બની જાય છે. આપણે નૈવેદ્ય દેવને જરીક બતાવીને પછી પોતે જ આરોગી જઈએ છીએ એના જેવું જ કાંઈક. અંગ્રેજ પ્રજાએ શેકસપિયરનું, ખાસ કરીને આ દેશમાં, શું કર્યું છે તે તરફ નજર કરો. પરદેશી ભાષાના માધ્યમ દ્વારા કેળવણી આપવી એ પતિત પ્રજાને ચાલુ ગુલામીમાં રાખવાનો પ્રકાર આપણો સાંસ્કૃતિક તેજોવધ કરવા માટે પૂરતો કાર્યકર હતો. પણ એને સફળતાથી યોજવામાં શેકસપિયર જેવા પાસે પણ ઠીક કામ લેવામાં આવ્યું છે. પરદેશી અને દેશી પ્રોફેસરોએ આપણા ચિદાકાશમાં એ એક શબ્દ ભરી મૂકયોઃ શેકસપિયર ! શેકસપિયર ! આપણી ઠીંગરાઈ ગયેલી બુદ્ધિનો તેજોવધ કરવાનો જ એ એક પ્રકાર, આપણી ઉપર

વર્ચસ્વ સ્થાપવાનો એક સૂક્ષ્મ—અને તેથી વધારે ભયંકર—પ્રકાર. અહીં શેક્સપિયરની પાસેથી એના જાતભાઈઓએ સિવિલ સર્વિસના એક માણસનું જ કામ લીધું. અને આ સિવિલિયનને તો ન પગાર, ન પેન્શન. એ તો પછી કૉલેજમાંથી છૂટીને કોકવાર માંદગીની ફરજિયાત વેકેશન તમને મળે અને ત્યાં સુધીમાં શેક્સપિયર તમે ગુજરીમાં વેચી ચૂક્યા ન હો ને હાથે ચડી જાય અને જરી એની ઓળખાણ કરવા તમે લલચાઓ ત્યારે તમને એની અપૂર્વ મહાન પ્રતિભાનો સ્પર્શ થવાનો હોય તો થાય. ત્યાં સુધી તો ભણતરગાળામાં તમારે માથે મારેલો એ એક હાઉ જ રહેવાનો. આપણે આપણા કવિને પણ બહારની દુનિયાને માથે મારવા ઇચ્છીએ છીએ? તો તો આપણે આપણા કવિને બદલે આપણે એની ઉપર લાદેલી આપણી પોતાની વિકૃતિને જ અર્ઘ્ય આપી રહ્યા છીએ.

કવિએ આપણી સંસ્કૃતિના એક પ્રતિનિધિ તરીકે કામ કર્યું હતું, જગતના દરબારમાં એ આપણા દેશના એક વગર પગારના એલચી હતા, માટે આપણે એને માન આપવું છે? તો તો એ મુખ ફેરવી લેશે. નોબેલ પ્રાઈઝ મળ્યું ત્યારે તે મળવામાં જે મિત્ર મુખ્યત્વે કારણભૂત હતા તે રોધેન્સ્ટીનને કવિએ પ્રથમ જે પત્ર લખ્યો તેમાં અકળાઈ ને એક વાક્ય લખ્યું હતું: 'They honour the honour in me and not myself—મારા દેશભાઈઓ મારી જે માનપાત્રતા છે તેને માન આપે છે, મને નહિ.' કવિ જો અત્યારે પણ આપણને જોતા—સાંભળતા હોય તો એમને ફરી એ જ ઉદ્દગાર કાઢવા વારો ન આવે એ આપણે જોવું જોઈએ.

એ આપણી સંસ્કૃતિના પ્રતિનિધિ હતા, શિક્ષણકાર હતા, ચિંતક હતા, દેશહિતૈષી હતા એ બધું ખરું પણ એ બધું આનુષંગિક છે—ગૌણ છે. પ્રધાન વસ્તુ તો એ છે કે એ કવિ હતા.

અને આજે એ ટકવાના હશે તો તે પણ માત્ર કવિરૂપે. એ રૂપ જ એમનું સાચું. એને આપણો અર્ઘ્ય હો–એમની કીર્તિને, એમના દેશકાર્યને, એમના શિક્ષાદાનને નહિ.

: ૨ :

આપણી દૃષ્ટિ કવિતાને છોડીને તેની કીર્તિ તરફ વળે ત્યારે બે વાત બને: કાં તો આપણે એ માયાવિનીથી ગાંડા બની જઈએ અને પેલો માણસ જેની હૃદયમાં સ્થાપના કરવાની હતી તેને મસ્તકે ચડાવીને નાચીએ, અથવા તો એથી પણ વધારે હીણો એવો બીજો અવિવેક એ કરી બેસીએ કે કવિને કીર્તિ શા કારણે મળી તે જોવા પ્રયત્ન કરીએ અને એ કારણોનું જ મહત્ત્વ કરીએ. કવિને ટાળવાના એ બંને પ્રકાર છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. એમાંથી પહેલા વિષે તો હમણાં જ કહ્યું છે, બીજા વિષે બે શબ્દ જરૂરી છે.

ઘણા ટાગોરની મહત્તાને એમની સાધનસંપન્નતા આગળ કરીને ઘટાવે છે. 'પ્રિન્સ દ્વારકાનાથ'ના એ પૌત્ર, ઘેર મોટી જાગીર, સમૃદ્ધિનું જીવન, આજુબાજુ જોવાનું જ નહિ, સહેજે પોતાની શક્તિને એ કવિતામાં યોજી શક્યા. બીજા એમના ઘરના વિશિષ્ટ વાતાવરણ વડે પણ ટાગોરની મહત્તાને ઘટાવે છે. પિતા દેવેન્દ્રનાથ તે મહર્ષિ, મોટા ભાઈ, 'બડો દાદા' દ્વિજેન્દ્રનાથ તે તપસ્વી, એ વાતાવરણમાંથી ટાગોર ન નીપજે એની જ નવાઈ, એમ કહેવામાં આવે છે. તો કોઈ વળી એમના મિત્રવૃંદ અને તેમાં ય ખાસ કરીને એન્ડ્રૂઝને આગળ ધરીને કહે છે કે એવા મિત્ર મળ્યા એટલે ટાગોરને મહત્ત્વ મળ્યું.

આ વાતો બાલિશ છે, સારે ઠેકાણેથી રજૂ થતી ન હોત તો ઉલ્લેખને પણ ભાગ્યે જ પાત્ર હોત. છેલ્લી વસ્તુ પહેલી

લઈએ. પચીસેક વરસ પહેલાં ખુદ ટાગોરે પણ એ અકળામણ પ્રદર્શિત કરી હતી. (રોધેન્સ્ટીન આગળ એક પત્રમાં). ઘણા એમ કહેતા ફરતા કે એ તો એન્ડ્રુઝને લીધે ટાગોર બહાર આવ્યા, તો કોઈ એમ કહેતાં પણ ન અચકાતા કે ગીતાંજલિમાં જે કાંઈ આકર્ષક છે તે તો પ્રસ્તાવનાકાર ડબ્લ્યુ. બી યીટ્સની પીંછી-નો પ્રસાદ છે. યીટ્સે જરૂર બેચાર ઠેકાણે સુધારા સૂચવ્યા હતા, પણ એથી વિશેષ કશું જ નહિ. એવામાં રૉબર્ટ બ્રીજીઝ એક કાવ્યસંગ્રહનું સંપાદન કરતા હતા. તેમાં એમને કબીર અને ટાગોર-ની કૃતિઓ લેવી હતી. ટાગોરના કાવ્યમાં એમણે સુધારા સૂચવ્યા. ટાગોરે કહ્યું: ભાઈ, હવે તો જગતને મારી કાલીઘેલી વાણી જ સાંભળવા દો. એમાં સત્ત્વ હશે તો લોકને ગમશે. હા, વ્યાકરણની ભૂલ હોય તો જરૂર સુધારી લેજો. અંગ્રેજી કાંઈ મારી માતૃભાષા નથી. (પોતાના અંગ્રેજી માટે ટાગોર હમેશાં સંકોચ અનુભવતા એ આપણે ખંભાત સુધીના અંગ્રેજીથી તાજુબ થનારાઓએ જાણવા જેવું છે.)...આમ ઉછીનાં આભૂષણોથી ઓપવા એમનું મન કદી જ તૈયાર ન હતું. આ તો નાની વાત છે. મહાન પુરુષો-ની મહત્તા, પણ, ઘણીવાર આવા નાનકડા પ્રશ્નો સાથે ગાઢ રીતે સંકળાયેલી હોય છે. ટાગોરના ચારિત્ર્યનું મોટામાં મોટું લક્ષણ હોય તો તે મારે મન એમની બૌદ્ધિક પ્રામાણિકતા–intellectual honesty–છે. પોતે જેવા હતા તેવા જ દેખાવું એમાં એમણે કદી ભય અનુભવ્યો નથી. પોતાને જેવું સમજાય તેવું જ આચરવું એમાં એમણે પાછી પાની કરી નથી. પોતે દેશદાઝથી બળતાજળતા હતા, યથાશક્તિ દેશસેવામાં સમય પણ આપતા હતા, પણ ત્યાં એમને કાંઈક જુદું સમજાયું અને રાજકારણનું કીર્તિ કમાવાનું તાજું અને તૈયાર ક્ષેત્ર છોડી દઈને 'એકલા ચલો રે' કરતા પોતાને માર્ગે વળી ગયા. અસહકારનો પ્રથમ

જુવાળ પૂરજોશમાં હતો ત્યારે જગતનાં તમામ અનિષ્ટના કારણ-રૂપ રાષ્ટ્રવાદની સંકુચિતતામાં આપણે ક્યાં ફસાયા એવો સ્પષ્ટ પ્રશ્ન એમણે અસહકારના પ્રણેતા સામે ફેંક્યો હતો. એ કહેવું એ તો ગાંધીજીની લોકપ્રિયતાના અનર્ગળ પ્રવાહમાં સામે પૂરે જવા જેવું હતું, પરદેશી રોમેરોલાં જેવા તટસ્થ સમભાવી દ્રષ્ટાઓ સિવાય એને યથાર્થ રીતે જોનારા આ દેશમાંથી કોઈ ન નીકળ્યા હોય તો તેની નવાઈ પણ શી ?* તેવો જ બિહાર ધરતીકંપ વિષે જ્યારે ગાંધીજીએ એને સવર્ણોના હરિજનો પ્રત્યેના વર્તાવના વિપાકરૂપે ઓળખાવ્યો ત્યારે એમાં રહેલા કાર્યકારણસંબંધના અભાવ વિષે ધ્યાન ખેંચવાનો કટુ ધર્મ કવિએ બજાવ્યો હતો. તે પહેલાં પૂનાકરારવાળા અપવાસમાં પોતે ગાંધીજીની તહેનાતમાં જઈ ને ઊભા હતા, પણ ફરી ૧૯૩૩માં એકવીસ દિવસના અપ-વાસ ગાંધીજીએ આદર્યા ત્યારે કવિએ પોતાનો કચવાટ સ્પષ્ટપણે

* નાને મોઢે મોટી વાત કરવા જેવું છે છતાં એક વસ્તુ કહ્યા વગર રહી શકતો નથી: શ્રી. રવીન્દ્રનાથના અવસાન સમયે મહાત્માજી-ના ઉદ્‌ગારો લાક્ષણિક (કવિને એંશી વરસ થતાં મોકલેલા સંદેશા જેવા) અને ઉત્તમ હશે એવી શ્રદ્ધા હતી. કવિ પોતાના કરતાં જુદી જ જાતની પ્રતિભાવાળા હોવા છતાં તેમને, રાત ઉજાગરા કરીને સંદેશાઓ ઘડનારા બીજાઓ કરતાં હજાર દરજ્જે ગાંધીજી વધારે સમજનારા છે, કેમકે કાંચનજંઘા અને ગૌરીશંકર જેમ એક જ ગિરિરાજનાં શૃંગો છે તેમ બંને એક જ મહાસંસ્કૃતિનાં મૂર્તિમંત શિખરો સમા છે. પણ છાપાંમાં શું વાંચવા મળ્યું ? ગાંધીજીએ કવિને 'રાષ્ટ્રવાદી માનવતા-પ્રેમી' ('nationalist humanitarian') કહ્યા. કવિનું મૂલ્ય એની સેવામાત્રથી જ કર્યું એ વિષે કંઈ કહેવું નિરર્થક છે. ગાંધીજી પરમ સેવક હોઈ પોતાની આંખે જ માપ કાઢે. પણ વીસ વરસ પહેલાં-નો વકરારી શબ્દ 'નેશનાલિસ્ટ'–'રાષ્ટ્રવાદી' કવિને માટે જોઈ મારા કાન ચમક્યા હતા.

રજૂ કર્યો હતો. આત્મિક સહૃદયતાનો બીજો મોટો દાખલો તો એંસી વરસે એમણે પોતે કરેલા એકરારમાંથી મળી રહે છે. કવિ પહેલેથી પશ્ચિમના પ્રશંસક હતા–પૂજારી કહીએ તો યે ચાલે. ગીતાંજલિમાં કહે છેઃ

> પશ્ચિમે આજિ ખુલિયાછિ દ્વાર,
> સેથા હતે સબે આને ઉપહાર.

પશ્ચિમ–ખાસ કરીને ઇંગ્લેન્ડ–માટેનું માન એ પેઢીના માણસોમાં શાં શાં કારણોથી જન્મ્યું હતું તે આપણને નવીનોને અત્યારે સમજાવું દુર્ઘટ છે, કેમકે તેઓએ જે ઇંગ્લેન્ડ જોયું ને આપણે જે જોયું તે બંનેમાં ભારે ફેર છે. એમણે જોયેલું ઇંગ્લેન્ડ મહાનુભાવ બ્રાઈટ, કૉબ્ડન, ગ્લેડસ્ટન આદિનું. આજે ઇંગ્લેન્ડ જુદું જ છે. પણ એ ફરક સમજાવતાં કવિએ જે અંગ્રેજને હૃદયના સિંહાસન ઉપર બેસાડ્યો હતો એને હાથ પકડીને ત્યાંથી દૂર કરતાં આંચકો અનુભવ્યો નથી. સત્યના સેવકો દુનિયામાંથી એકવાર ખાલી હાથે–ખાલી હૈયે–વિદાય લેવાવારો આવે તો તેને માટે પણ હર્ષશોક રાખતા નથી......આવા મહાનુભાવને પોતાને મોઢે થઈને એમ કહેવું પડે કે યીટ્સે તો મારી પહેલી ચોપડીમાં મદદ કરીને !–તે પછીનું તો મારું જ ગાંઠું ગ્રેલું છે ને ? એ ઉપરથી મારો ન્યાય હો !–એ આ સંસારની કેટલીક અનિવાર્ય વિચિત્રતાઓમાંની એક છે. અને એન્ડ્રુઝ પાસેથી કવિ પોતાની શક્તિ ઉછીની લેતા એમ માનતા અને મનાવનારાઓને તો શું કહીશું ? કવિના તો એ પરમમિત્ર, આખી અંગ્રેજ જનતા વિષે પોતે નિર્ભ્રાન્ત થયા, નિરાશ થયા, તે પછી પણ જે સંતપુરુષને લીધે અંગ્રેજ પ્રજા માટે કવિના દિલમાં ઉપકારવૃત્તિ હતી, એવા એ હૃદયજન હતા. એમની સામે કવિના મે ઢામાં બચાવના શબ્દો ન શોભે. પણ આપણે નાના માણસો બેશક પૂછી શકીએ કે ભલા,

એન્ડ્રૂઝે ટાગોરને ટાગોર બનાવ્યા તો એન્ડ્રુઝ પોતે જ ટાગોર કેમ ન થયા? સદ્‌ભાગ્યે આ બંને મહાપુરુષો આપણા કરતાં વધારે ડાહ્યા હતા અને તેઓએ પોતપોતાનું વ્યક્તિત્વ જ દાખવ્યું અને આપણને પરિણામે કવિવર પણ મળ્યા અને દીનબંધુ પણ મળ્યા.

ટાગોરકુટુંબની પરંપરાગત સંસ્કારસમૃદ્ધિનો મૂર્તિમંત અર્ક તે કવિ ટાગોર—એ રીતે રવીન્દ્રનાથની મહત્તા ઘટાવવા જનારાઓ પણ બરોબર કરતા નથી એમ મને ભય છે. એવો ઘનિષ્ઠ બાહ્યાશ્રય પણ કવિ–પ્રતિભાનો નિરન્વ હેતુ ન હોઈ શકે. મારા એક મુરબ્બીએ કહ્યું કે એમણે જ્યારે કવિને પૂછ્યું કે કવિ તે જન્મસિદ્ધ ( born ) હોય છે કે પરિસ્થિતિસિદ્ધ, ( made ) હોય છે? ત્યારે કવિએ જવાબ આપ્યો કે પરિસ્થિતિસિદ્ધ અને ઉમેર્યું કે પોતે પોતાના પિતાએ આપેલા અને ચોમેર વેરેલા સંસ્કારનું પરિણામ હતા, વગેરે વગેરે. મારે કહેવું જોઈએ કે કવિ ત્યારે શું એમ કહે કે, 'ના, ના, હું તો જન્મસિદ્ધ કવિ છું? કવિમાત્ર એવા હોય છે.' કવિ તો એવો ઋણવૃત્તિનો જ ઉત્તર આપે. પણ આપણે એ માનીએ તો ભૂલ આપણી. મમ્મટે કાવ્યસર્જનના હેતુઓ ઘણા ગણાવ્યા છે, પણ છેવટે તાજા કલમમાં એને નોંધ્યા વગર ચાલ્યું નહિ કે ભાઈ, પ્રતિભા વગર બધું સૂનું છે. પ્રતિભાશક્તિ વગર કાવ્ય પ્રસરે કદીક તોયે ઉપહસનીય નીવડે. ( शक्तिः कवित्वबीजरूपः संस्कारविशेषः, यां विना काव्यं न प्रसरेत्, प्रसृतं वा उपहसनीयं स्यात् । ) ટાગોરકુટુંબનું સંસ્કારી વાતાવરણ ઘણું ઘણું ત્યારે એક અનુકૂળતા તરીકે ગણાવી શકાય, કારણ નહિ. એવા ઉચ્ચ સંસ્કારો અને સમૃદ્ધ પુસ્તકાલય આદિ એ બધાંની કિંમત ઓછી આંકવાનો આશય નથી; આશય છે એટલી જ એક વાત કહેવાનો કે એ બધાં મીંડાં છે, રૂડાં રૂપાળાં છે,

પણ એની કિંમત તો એકડો ( પ્રતિભાનો ) આગળ આવીને બેઠો હોય ત્યારે છે.

ટાગોરના ગર્ભશ્રીમંતપણાને એમની મહત્તાના કારણરૂપે આગળ ધરવામાં આવે છે એમાં પણ એવી જ ભૂલ થાય છે. પૈસાના ઢગલામાંથી કાંઈ ટાગોર બને ? આ જાતની દૃષ્ટિ તે આપણી અલ્પતા જ સૂચવે છે. આપણી દૃષ્ટિ કૃષ્ણની સોળસો ગોપીઓ ઉપર જાય છે, ટાગોર કલાકોના કલાકો સુધી મોટા આયના સામે બેસી અવયવો અને વસ્ત્રોને કેમ ગોઠવવાં તેની તાલીમ લેતા તે તરફ જાય છે; એક પણ શસ્ત્ર વગર કંસનો સામનો કરવાની કૃષ્ણની સાહસવૃત્તિ અને શક્તિ તરફ જતી નથી, દિનરાત અજંપો હોય એમ કવિતાની રટણા કરતી ટાગોરની સાધના પ્રત્યે જતી નથી.

અને પૈસાની જ વાત કરતા હો તો ટાગોર ઉપર એ બાબતમાં પણ ઓછી ગુજરી નથી. હિંદી અર્થશાસ્ત્રની વિગતોથી જાણકાર હશે તેને યાદ આપવાની જરૂર નથી કે ટાગોરકુટુંબને આર્થિક સહારો દીધેલો એ વાતને સરકાર કેવા મોટા એક સત્કૃત્ય તરીકે ગણાવે છે. નબળાં વરસો આવ્યાં ત્યારે આપણા કવિ જાગીર ઉપર જઈને રહ્યા, એથી ઊલટો એમને તો ફાયદો જ થયો. લોકજીવનના થરેથરનો પ્રત્યક્ષ પરિચય વધારે નિકટતાથી અને ગાઢરૂપે થતાં કવિધર્મની સાધનામાં જે કાંઈ ખૂટતો અંશ હતો તે ઉમેરાયો. શાંતિનિકેતનની પરબ દેશપરદેશના તૃષાર્ત યાત્રીઓ માટે એમણે બેસાડેલી તેને નિમિત્તે પણ એમને આર્થિક ભીંસના ગૂંગળાવનારા પ્રસંગો આવ્યા જ હશે. જેમણે બેત્રણ માણસનું કુટુંબ પણ ચલાવવાની જવાબદારી ઉઠાવી હશે તેમને ભાગ્યે જ કહેવાની જરૂર હોય કે જેણે આવડી મોટી એક સંસ્થા, આપણો રૂઢિપ્રયોગ કરું તો, ગળે વેંઢારી હોય તેને બારીક પ્રસંગોની ખોટ ન જ રહે. પંચોતેર વરસે પણ, પૈસા ખૂટયા એટલે, કવિ નાટક-

મંડળી લઈને ગામ ગણવા નીકળ્યા હતા એ કોના ધ્યાન બહાર છે? ત્યારે કવિ આપણા જગતના 'સપ્લાય ઍન્ડ ડિમાન્ડ' (માંગ અને આવ)ના સિદ્ધાંતોનો દોષ કાઢવા બેઠા હતા? આપણે એમની બાપુકી સમૃદ્ધિને આગળ કરી એમની પ્રતિભાનું દર્શન કરવાનું ચૂકી ન જઈએ. જગતનાં માનાપમાન, ઇર્ષ્યાઓ, અલ્પતાઓ, કટુતાઓ–એ બધાંનો સારો એવો પરિચય એમને પણ થયો જ હશે. માત્ર એ બધું એ જીરવી ગયા, પોતાના સ્પર્શથી વધુ દૂષિત કરી એ બધું એમણે જગતને પાછું આપ્યું નહિ. મહાદેવે હાલાહલો પીધાં હતાં એવું જ કાંઈક. મહાદેવ નીલકંઠ તરીકે ઓળખાયા કેમકે તેમના કંઠ ઉપર એની નીલ નિશાની રહી ગઈ હતી. ટાગોરનું આપણે કાંઈ જાણતા નથી કેમકે એમણે તો કેવી મજાની સુંદર દાઢી ઉગાડી હતી!

ખરી વાત એ છે કે કવિને તો જહાંગીરી તેમ જ ફકીરી બંને અનુભવો આવકારપાત્ર હતા, કવિને માટે જહાંગીરી કે ફકીરી એમાંથી એકેનું ઐકાન્તિક મહત્ત્વ નથી. જેમ માણસ ફકીરીમાં, ગરીબીમાં, સો વરસ સબડે છતાં તેનું રહસ્ય ન પામે તેવું જ સમૃદ્ધિનું પણ છે. કવિને વસ્તુનું મહત્ત્વ નથી, વસ્તુનો સ્પર્શ એના સંવિત્–તંત્રને કેવો થાય છે એનું મહત્ત્વ છે.

આ સમૃદ્ધિની વાતને અંગે ટાગોરનું એક વલણ સૌ કલાકારોએ લક્ષ્યમાં લેવા જેવું છે. કવિ જીવનના કોઈ પણ સમયે લક્ષ્મીને અભિમુખ થયા નથી, સતત સરસ્વતી ઉપર જ એમની મીટ મંડાયેલી રહી છે, શ્રીને પછી પાલવે તો સરસ્વતી સાથે સારો સંબંધ જાળવે. એમ ન હોત તો, મોટાભાઈ સત્યેન્દ્રનાથ સિવિલ સર્વિસમાં લેવાનાર પ્રથમ હિંદી હતા એ જોતાં તેમને જ માર્ગે કવિ અનુસરત. પણ એ તો બોલપુરની નિશાળમાં જઈને બેઠા. આપણા નેતા સ્વ. અંબાલાલ સાકરલાલની પેઠે એમણે મિલ

પણ કાઢી નહિ. ટાગોરની વિશેષતા, સૌ મહાપુરુષોની બાબતમાં હોય છે તેમ, એ હતી કે તે એકમન હતા, બેમન ન હતા. કવિતાને એમણે પોતાની નિઃશેષ સેવા અર્પી. આવી અનન્યપરાયણતા જોયા વિના કળાઓ પોતાનો મર્મ ખુલ્લો કરે પણ નહિ.

સમૃદ્ધિ અને વંશપરંપરાના સંસ્કાર ને એ બધું તો ઠીક, પણ એક રીતે રવીન્દ્રનાથ ખરે જ નસીબદાર હતા. એમનું આયુષ્ય જ જુઓ. પૂરાં એંસી વરસ. ચાલીસ આગલી સદીમાં, ચાલીસ આ સદીમાં. જન્મ્યા ત્યારે બંગાળ શક્તિના ભવ્ય–સુંદર આવિષ્કારથી ચમકતું હતુંઃ મોઢું ભરાઈ જાય એવાં નામો અને મન ભરાઈ જાય એવા મહાપુરુષો. એ સ્થિતિનો લાભ એમને થયો જ છે. રાજકારણ છોડી આશ્રમમાં જઈને બેઠા, પડી રહ્યા, લોકને લાગ્યું હશે કે સડી રહ્યા, પણ થોડાકમાં તો એ ફરીથી ઊગી નીકળ્યા અને બંગાળ તો શું પણ હિંદમાંયે માય નહિ એવું એમની પ્રતિભાનું વિરાટ સ્વરૂપ હતું. આ સદીમાં હિંદી પ્રજાના પુરુષાર્થનો જુવાળ પણ નજરોનજર જોવા એ ભાગ્યશાળી બન્યા. આખા સંક્રાન્તિકાળને ભરીને પોતે બેઠા છે. રવીન્દ્રનાથે અસ્ત થતા સંસ્કૃતિયુગના નાટકનું ભરતવાક્ય ગાયું અને નવીનના આરંભની નાન્દી પણ ગાઈ. ઘણા ઘણા રંગ જોયા. વ્હાઈટ જેવા વિશાળ સહાનુભૂતિભર્યા મહાપુરુષોની વાગ્ધારાનું પાન કર્યું, એમરી જેવાના ઉદ્‌ગારો પણ સાંભળ્યા; રોથેન્સ્ટીન જેવા ઉત્કટ પ્રેમભાવવાળો અંગ્રેજ મિત્ર મળ્યો, તો તે જ પ્રજામાંથી મિસ રેથબોન જેવાનો પણ છેલ્લે છેલ્લે પરચો મળ્યો. કિશોરકાળમાં છૂપી મંડળીઓના સભ્ય બની લીધું ને વૃદ્ધાવસ્થામાં અહિંસાના આચાર્યને યરવડામાં ભેટવાનો લહાવો પણ લીધો. જહાંગીરી પૂરબહારમાં જોઈ, ફકીરી પણ દિલ ભરીને માણી. એક કવિને, કાળાકારને, ટૂંકીસી જિંદગીમાં જગતનો આટલો બૃહત્ અંશ અનુભવવિષય બને એથી વિશેષ શી ધન્યતા?

: ૩ :

તો આપણે કવિની મહત્તા સમજવામાં આડે માર્ગે દોરાઈ જવું ન જોઈએ, તેમ એ મહત્તામાં આપણી મહત્તા જોવાનો બાલિશ પ્રયાસ કરવો પણ આપણને ન શોભે. આપણી હજારો વરસની સંસ્કૃતિનું એ સર્જન હતા એ ખરું, પણ એમાં આપણું શું પરાક્રમ છે કે આપણે કોઈ રીતે માન લઈ શકીએ? કંઈ હોય તો ઊલટું એ છે કે આપણે તો કવિના પુરુષાર્થની આડે આવવાનું જ એક કાર્ય કર્યું છે. આપણી ગુલામ દશાનું કલંક કપાળે લઈને આપણા કવિ દેશવિદેશ ફરતા. જાપાનમાં ને અમેરિકામાં એ એબ ઉઘાડી પાડવાના પ્રયત્નો પણ ક્યાં નહોતા થયા? અને ઈંગ્લેન્ડમાં? નોબેલ ઇનામ મળવાની તો હજી વરસેકની વાર હતી ત્યાં કેટલાક મિત્રોને એમ સૂઝ્યું કે ઑક્સફર્ડ યુનિવર્સિટી ડૉક્ટરેટની પદવી ટાગોરને આપે તો યોગ્ય થાય. ત્યાં કર્ઝન સાહેબ ફૂંફાડી ઊઠ્યાઃ 'ટાગોરથી તો મોટા મોટા કવિઓ હિંદમાં પડ્યા છે.' એમને કેમ પૂછી શકાય કે 'કયા?' અથવા તો 'એમાંથી જે કોઈ મોટા હોય તેમને તો પદવી આપો!' ઇંગ્લેન્ડે ટાગોરની કદર કરી નથી, અંગ્રેજ મિત્રોએ કરી છે, અંગ્રેજી ભાષાએ કરાવી છે. જાહેર કદરમાં સ્વિડને જ પહેલ કરી અને ઇંગ્લેન્ડે તો છેક સત્તાવીસ વરસે હમણાં ડિ. લિટ્.ની પદવી આપી. પણ અંગ્રેજી મારફત જ પોતાનું મૂલ્ય આપણા દેશજનોને સમજાય એ વિપરીત સ્થિતિ માટે કવિને ભારે ગ્લાનિ થતી, જે નોબેલ ઇનામ પછીના કલકત્તાના સમારંભમાં એમણે નિખાલસપણે વ્યક્ત પણ કરી હતી. તે પછી બે અઢી દસકા વીત્યા પછી પણ આપણી રુચિની પરાધીનતા ઘટવાને બદલે વધેલી જોઈ, એના ઉપર અકળાવા કરતાં એને મદદ કરવા માટે જ જાણે, એમણે પોતાનાં ચિત્રોનું પ્રથમ પ્રદર્શન સ્વદેશમાં નહિ પણ પરદેશમાં-પેરિસમાં-કર્યું.

આ બધું યાદ કરીએ છીએ ત્યારે દિલમાં સવાલ તો એ થાય છે કે એવું આપણામાં શું હતું કે કવિ આપણામાં મોહી ગયા હતા. દિલ્લી સુધરાઈએ કવિને માનપત્ર આપવાનો ઠરાવ ઉડાડી દીધો ત્યારે ઉર્દૂ કવિ જોશ–મલિહાબાદી–એ એ જ સવાલ કર્યો હતોઃ

આહ અય ટાગોર! તૂ ક્યોં હિંદ મેં પયદા હુઆ?
સચ બતા, તૂ કિસ અદા–એ–મુલ્ક પર શયદા હુઆ?

–અરે ટાગોર, તમે શું જોઈને હિંદમાં પેદા થયા? અને થયા તો ભલે થયા, પણ એ તો બતાવો કે દેશની કઈ અદા પર આટલા બધા આશક થઈ ગયા?–અહીં આ દેશમાં તો

જહેલકા દરિયા હૈ ઔર નાકદ્રીઓંકી લહર હૈ,
શાયરે હિન્દોસ્તાં હોના ખુદા કા કહર હૈ.

–અજ્ઞાનની સરિતા ચાલે છે અને એની લહરો છે બેકદરદાનીની. ખરે જ હિંદના કવિ હોવું એ ખુદાનો કેર જ છે.–('શાયરે હિંદોસ્તાં': શૂએલા વ શબનમ–એ સંગ્રહમાંથી.)

આ પંક્તિઓ ગાનાર ખુદ જોશે જ ખુદાના એ કેરને જીરવી જઈ હિંદના એક અગ્રગણ્ય કવિ થવાની મહેર કરી છે, તેમ ટાગોરે પણ કરી હતી. પણ એ ભલાઈ એમની છે.

તેમાં આપણે ગુજરાતીઓ વળી બધા કરતાં વધારે જશ લેવા પ્રયત્ન કરીએ છીએ એ દેખાવ તો જરી હસવા જેવો થઈ જાય છે. આપણે કહીએ છીએઃ કિશોરાવસ્થામાં ટાગોર, મોટાભાઈ સત્યેન્દ્રનાથ અહીં સેશન્સ જજ હતા ત્યારે, અમદાવાદમાં રહ્યા હતા. અને 'ક્ષીણસ્વચ્છસ્રોતા' સાબરમતીનાં જલથી એમની કવિતા પોષાઈ હતી. અરે ભાઈ! એમ સાબરમતીનાં પાણીમાં જાદુ હોય તો લાવો ને, અમે ટીપું પણ નદીમાં બાકી ન રહે એટલા પીનારા બેઠા છીએ. વળી, ગુજરાતે ટાગોરને બહુ પૈસા આપ્યા છે, થોડાં

વરસ તો વર્ષાસન જેવું જ હતું, એમ સાંભળીએ છીએ. એ ઉદ્‌ગારમાં કાંઈક કટાક્ષ પણ છે. અને હોય તો ખોટું પણ નથી. ગુજરાતમાં સમ ખાવા જેવી પણ સારી સંસ્થા હોય નહિ, અથવા હોય તો ભૂખમરાથી પીડાતી હોય, ત્યારે ગુજરાતનાં બાવડાં અને ગુજરાતની વ્યવસ્થાશક્તિએ ઊભા કરેલા પૈસાનો લાભ માત્ર બીજાઓને જ મળે ત્યારે ગુજરાતનાં બાળકોનું દિલ દુભાય તો એ સ્વાભાવિક છે. ગુજરાતી ધનિકોમાં અ-ગુજરાતી પ્રત્યે પ્રેમ ઊભરાઈ જવાની ફૅશન જેવું કાંઈક હોય તો એ કટાક્ષમાં વધારે પડતું પણ શું છે? પણ આપણને નહિ તો આપણા પાડોશીને હજો એ કહેવત યાદ કરી આમજનતાએ એવા કટાક્ષ કરવાની વૃત્તિ ન રાખવી જોઈએ. ઉપરાંત ગુજરાતી ધનિકો કોઈને પણ આપે છે ને? આપવાની એમની તૈયારી, અલબત્ત, માનપત્ર વસ્તુ છે. પણ એમાં આમવર્ગે બડાશ મારવી ઠીક નથી કે અમે ટાગોરને પોષ્યા.

આમવર્ગને બડાશ મારવી હોય તો એક રસ્તો છેઃ કવિની કવિતા સમજવામાં પ્રયત્નશીલ થવાનો. કવિને એના મૃત્યુ પછી પણ પોષવાનો, અરે જિવાડવાનો, એજ એક રાજમાર્ગ છે. આજે ટાગોર ટાગોર મટીને આપણ-રૂપ થઈ ગયા છે. ડબ્લ્યુ. બી. યીટસના મૃત્યુપ્રસંગે જુવાન અંગ્રેજ કવિ ઑડને કહ્યું હતું તેમઃ

He has ceased to be himself
And he has become his readers.

હવે ટાગોર જીવવાના હશે તો તે વાંચકોમાં જ અને વાચકો દ્વારા. આવા વાચકો કેમ વધે અને એમનો અધિકાર પણ કેમ વધે એનો પ્રબંધ આપણે ન કરીએ ત્યાં સુધી કવિ માટે સભાઓ, ભાષણો વગેરેના સમારંભ તે કવિને સાચાં અર્ઘ્યરૂપ બનશે નહિ. ગઈ સાલ ગાંધીજયંતીપ્રસંગે ગાંધીસાહિત્યપ્રદર્શન પુસ્તકાલયે ભર્યું હતું તેવું ટાગોરવિષયક પ્રદર્શન ભરીને વાચકોના ઉત્સાહને પ્રેરવો

જોઈએ. ઉપરાંત તેમની કવિતા નાગરી લિપિમાં સુલભ બને તે માટે પ્રયત્ન થવા જોઈએ. એના અનુવાદો પણ આપવા જોઈએ, જો કે કેટલીક કવિતા તો મૂળમાં પણ સમજાય એવી છે. અનુવાદ માટે મહાદેવભાઈને ભલે સમય ન હોય, તો નગીનદાસ ક્યાં નથી? × વાચકોને સહાયરૂપ થવાના બીજા પણ રસ્તા શોધી શકાય. પણ દૃષ્ટિ આ રહેવી જોઈએ: कविने अेनी कविताना सम्यक् ग्रहण द्वारा ज अर्घ्य आपी शकाय, न अन्यथा, न अन्यथा.

એમની કવિતાની અઢળક સમૃદ્ધિ વિષે બોલતાં તો પાર જ ન આવે. એ વિષય છેડવાની લાલચ મેં જતી કરી છે. એ કવિતા પ્રત્યે અભિમુખ થવાની અગત્ય ઉપર ભાર મૂકીને જ આજને પ્રસંગે સંતોષ માન્યો છે. અંગત પસંદગીના ધોરણનો કાંઈ અર્થ હોય તો કહું કે, મને એમનું 'ચિત્રાંગદા' નાટક અને ઉદ્બોધન-કાવ્યો (odes) વિશેષ ગમે છે. ટાગોરની કવિતાના પ્રકાર વિષે પણ અહીં ચર્ચા કરવાનો અવકાશ નથી. એટલું જ કે જેટલાં સુંદર મુખ તેટલા સૌન્દર્યના પ્રકાર, એમ જેટલા ઉત્તમ કવિ તેટલા કવિતાના પ્રકાર. ઉપનિષદ અને મહાભારતરામાયણ, કાલિદાસ અને જયદેવ, કબીર અને બાઉલભજનિકો—એ બધાના ઉદ્ગારોનું રહસ્ય પામવા, પહેલા તો, કવિ મથ્યા: પામ્યા પછી તેને આત્મસાત્ કર્યું, પોતાના લોહીમાં ભેળવી દીધું તે પછી ચિરંજીવ અંશોને સૌન્દર્યમંડિત કરી સર્વગમ્ય એવા રૂપમાં રજૂ કર્યા, એ એમની શક્તિની લાક્ષણિકતા છે. એને કારણે પશ્ચિમના લોકો પણ એમની કવિતા પૂર્વસંસ્કૃતિના દોહનરૂપ હોવા છતાં સમજવા શક્તિમાન થયા. અને પશ્ચિમને બહુ રુચી ગઈ તે કવિતા તો એમની સમગ્ર રચનાનો એકદેશ છે. સમગ્રનો આસ્વાદ લેવા માટે તો મૂળ બંગાળી

× હમણાં છાપામાં હતું કે તે 'ગીતાંજલિ'થી આરંભ કરવાના પણ છે.

તરફ જ આપણે નજર કરવી જોઈએ. રવીન્દ્રનાથની કાવ્યરચના એ તો એક મહાન સાગર છે. એમાંથી, જે વાચકો ઉપર કવિને જીવતા રાખવાની જવાબદારી ઓઢાડવા આજે પ્રયત્ન કર્યો છે, તેમને પોતાની રસયાત્રામાં પ્રેરણા આપે એવી એક કણિકા માત્ર ઉપાડું છું. 'કણિકા' સંગ્રહમાં કવિ 'કર્તવ્યગ્રહણ' કરીને એક મુક્તકમાં કહે છે:

કે લોઈબે મોર કાર્ય, કહે સન્ધ્યારવિ,
શુનિયા જગત રહે નિરુત્તરછવિ.
માટિર પ્રદીપ છિલો, સે કહિલો, 'સ્વામી,
આમાર જેટુકુ સાધ્ય કોરિબો તા આમિ'

"ઉપાડી કોણ આ લેશે કાર્ય મારું?' પૂછે રવિ
સન્ધ્યાટાણે. સુણી પ્રશ્ન, રહે જગ નિરુત્તર.
માટીનો દીવડો નાનો હતો, તેણે કહ્યું, 'પ્રભો!
મારાથી જે હશે સાધ્ય તે સૌ કરી ચૂકીશ હું.'

આપણે મનુષ્યો નાનકડા દીવાથી પણ ગયા એમ ન કહેવાય એ આપણા ધ્યાનમાં રહો! *

* કવિના અવસાનનિમિત્તે અમદાવાદમાં ભરાયેલી શોકસભા (ઑગસ્ટ ૧૯૪૧)માં હું જે કાંઈ બોલેલો તે ઉપરથી.

## ૭

# સાહિત્યસ્વામી

બચુભાઇ શુક્લ

રવીન્દ્રનાથની સાહિત્યપ્રતિભાની કદર કરાવવી એ મારા જેવા, એમને ચરણે બેસીને જ સાહિત્યનો આદર્શ પીધેલા, એમના શિષ્ય માટે બહુ જ મુશ્કેલ છે. કાં તો મારા શબ્દોને વેવલા ગણી વિવેચકો હસી કાઢે, ને કાં તો હું પોતે જ મારીક લમને વધારે પડતા સંયમમાં રાખી એમને અન્યાય કરી દઉં એવો સંભવ છે. છતાં યે રવીન્દ્રનાથની સાહિત્યપ્રતિભાનું આછું તો આછું અને અધૂરું પણ દર્શન ગુજરાતને કરાવવું તે હું મારી ફરજ ગણું છું. મારે માથે એટલું ગુરુઋણ–કે પિતૃઋણ જે કહો તે છે જ.

રવીન્દ્રનાથની સર્વદેશીય પ્રતિભા સારા યે વિશ્વના સાહિત્યના ઇતિહાસમાં અનેરું જ સ્થાન મેળવે તે અનિવાર્ય છે. પહેલાં તો કવિ, નાટ્યકાર, નવલકથાકાર, ટૂંકી વાર્તાના લેખક, નિબંધકાર, પત્રલેખક કે પત્રકાર તરીકે એમણે જે પાંસઠ–સડસઠ જેટલાં વર્ષોનું દીર્ઘ સાહિત્યજીવન ગાળ્યું છે, તે જ સાહિત્યજગતમાં એક વિરલ ઘટના છે. ( ગુજરાતના મહાકવિ પ્રેમાનંદ સિવાય બીજો કોઈ દાખલો આ લેખકના જાણ્યામાં નથી જ ) અને વળી તેમાં યે સમસ્ત સમય દરમિયાન સાહિત્યપ્રતિભાને જેવી ને તેવી–સહેજ પણ ઝાંખપ વિનાની જાળવી રાખવી–તે એથી યે વિરલ છે. બારપંદર વર્ષના રવીન્દ્રનાથનાં

લખાણો કાચાં હશે: એંશી વર્ષે એમની કલમે વધારે પકવતા, દઢતા સાંપડી હશે. પણ સરસ્વતીના એ લાડીલાને દેવી વીણાપાણિની ભ્રકુટિ એકાદ વાર પણ જોવી પડી નથી; ને દીર્ઘ સાહિત્યજીવનને દરેકે દરેક કોઠેથી એમનાં લખાણોમાંથી જે વિરલ પ્રસાદ સતત ઝરતો રહ્યો છે તેવો સમગ્ર વિશ્વના કોઈ પણ સાહિત્યકારની કલમેથી ઝર્યો હોય તેવું જણાતું નથી.

અલબત્ત જગતના શ્રેષ્ઠ સાહિત્યકારોમાં રવિન્દ્રનાથને હરીફો બહુ યે છે. નાટ્યકાર શેક્સપીઅરની અક્ષય કીર્તિને પહોંચી વળે એવું નાટક રવીન્દ્રનાથે નથી જ લખ્યું: નવલકથા કે ટૂંકી વાર્તાનાં ક્ષેત્રમાં તો ટોળેબંધ હરીફોને ગણાવી શકાય એમ છે; નિબંધ કે વિવેચનના પ્રખર ઉસ્તાદોનો પણ તોટો નથી; ને હાસ્ય કે નથી કલ્પનાના પ્રદેશોમાં પણ રવીન્દ્રનાથ સાથે વિહરતા વિરલ આત્માઓ નજરે પડશે જ. કાવ્યમાં જ્યાં રવીન્દ્રનાથને અગ્રસ્થાન મળી શકે એમ છે, ત્યાં પણ, મહાકાવ્યોની શૈલીની કવિતાઓમાં એમને જ પડખે બેસી શકે એવા વિરલાઓ જરૂર છે. પણ શુદ્ધ સંગીત-કાવ્યના સ્વામી તરીકે તો સારા યે વિશ્વના સાહિત્યમાં રવીન્દ્રનાથ અપ્રતિમ છે. સંગીતકાવ્યના સત્ય સ્વરૂપને એમણે જેવી રીતે અને જે નવ નવ રૂપે નિહાળ્યું છે અને વાવ્યું છે તેની પડખે પણ પહોંચે એવા કવિને હજી હવે જન્મ લેવાનો છે. માનવીના સહસ્ર-ભાવ-મય દિલનો નીચોડ કાઢી, સૃષ્ટિસૌંદર્યને પી, કે વિશ્વમહિમાને દૃષ્ટાની દૃષ્ટિએ નીરખી, સૌંદર્યમઢેલાં એવાં અગણિત ગીતોના લખનાર અને એ ગીતોને સુરની પાંખો પણ આપનાર તો રવીન્દ્ર-નાથ જ એક અને અદ્વિતીય છે. આમ કહેતા સારા યે જગતના કાવ્ય-સ્વામીઓને ભૂલી જવાતા હશે એવું રખે કોઈ માને, શેક્સપીઅરનાં 'સોનેટો' કે ગીતો, વીયોં, પુશ્કીન, શેલી કે હાઈનેનાં લીરીક-કાવ્યો લો; ગમે તે દેશથી ગમે તે કવિને સંભારો; પણ ભારતના

કવિવરની વિપુલ અને અપરૂપ સંગીત–કવિતાને કોઈએ પહોંચી વળે તેમ નથી. સંગીતને સૂરે શબ્દોને ગૂંથતી, કલ્પનાને અક્ષર-દેહ આપતી, એ કલમે જે ઉદારતાથી સંગીતકાવ્યોનો અખંડ ધોધ વહેવડાવ્યો છે તેવો અમીમય અનંત પ્રવાહ બીજે કોઈ દેશે મળે તેમ નથી. રવીન્દ્રનાથે હજારોની સંખ્યામાં–બે હજારથી યે વધારે ગીતો લખ્યાં છે; ને એ દરેકેદરેકનું રસસ્વરૂપ નવીનતાએ મઢેલું હોય છે. એ કાવ્ય–ગીતોની સંખ્યા જ માણસને આંજી દેવા બસ છે; અને એમાંના એકેએકની નવી જ ભાત પાડતી કારીગરી માટે તો શબ્દો જ નહીં જડે. પ્રભુદત્ત પ્રતિભાના વિપુલ ઔદાર્યનો મહિમા અહીં જ આપણે નીરખી શકીએ. રવીન્દ્રનાથને બીજાં બધાં જ સાહિત્યપ્રદેશોમાં મહાન ગણી શકાય તેમ છે; પણ સંગીત-કાવ્યમાં તો એ સમસ્ત વિશ્વના સાહિત્યમાં એક જ અને અજોડ છે. એ પ્રદેશના એ એકાકી સૂર્યનું અચળ ઈંદ્રાસન ડોલાવનાર તપસ્વી તો જડે ત્યારે ખરો.

પંદરસોળ વર્ષની વયે રવીન્દ્રાનથે સંગીતકાવ્યની ઝડી બંગાળી સાહિત્યમાં વરસાવવા માંડી; ને એંશી વરસે મૃત્યુ–શૈયાએથી પણ એ અમર ઉસ્તાદના ઘેરા ગંભીર આલાપો સંભળાયા જ કર્યા. એ ગીત એમના છેલ્લા શ્વાસ સાથે જ બંધ પડ્યું. પાંસઠ પાંસઠ વર્ષ સુધી જીવનની બીજી અનેકધારી અને સાહિત્યને કશું લાગે-વળગે પણ નહીં એવી પ્રવૃત્તિઓમાં પણ, રવીન્દ્રનાથનું શબ્દસંગીત કદી યે બંધ પડ્યું નથી. આપણે ત્યાં તો જેને ઘરડું ખડપણ મનાય તે ઉમરે રવીન્દ્રનાથે બાળગીતો લલકાર્યાં છે; ને તે ય કિશોર કે બાળક-ના ઉલ્લાસથી ! ને છેક વૃદ્ધવયે–જીવનના છેલ્લા દસકામાં યે એમની સંગીતકવિતા નવ નવતમ રૂપે અસ્ખલિત વહ્યા કરી છે. નવ નવતમ ભાવો અને નવલા ઊર્મિપ્રદેશો ખેડવા એમનું વૃદ્ધ ખોળિયે છુપાયેલું ચિરબાલક કવિ–અન્તર ઘૂમ્યા જ કર્યું છે; ને જ્યારે

જ્યારે એનો નિચોડ શબ્દોમાં મૂર્ત થયો છે, ત્યારે બંગભાષાના મુકુટે એકાદ હીરાકણિ મઢાઈ નવાં તેજ ફેલાવી ગઈ છે.

રવીન્દ્રનાથ સર્વાંગે કવિ છે; અને સારાયે વિશ્વના સંગીત કવિઓને મોખરે છે; પણ એટલું જ કહીને બેસી રહેવાની કશી જ જરૂર નથી. જગતના સાહિત્યસ્વામીઓમાં પણ એમની કૃતિઓની વિવિધતા અને અનેરી પ્રતિભાશક્તિથી એમનું સ્થાન અનન્ય છે. એમના જેટલો વિવિધ, વિપુલ, અને ઉત્તમ ફાળો વિશ્વસાહિત્યને આપનાર બીજો એકે લેખક એમને પડખે પણ બેસી શકે તેમ નથી. રવીન્દ્રનાથ કરતાં ચડે એવા નાટ્યકાર વિશ્વસાહિત્યે જોયા છે, એમના કરતાં ચડે તેવા મહાકાવ્યના ગાનાર તો પુરાણ યુગે પણ પાક્યા હતા, એમની હરીફાઈમાં ઊતરી શકે તેવા નવલકથાકારો અને નવલિકાકારો, વિવેચકો, પત્રલેખકો કે પત્રકારો થયા છે અને કેટલાક તો એમને વટાવી પણ ગયા હશે. પરંતુ સાહિત્યસૃષ્ટિના દરેકેદરેક પ્રદેશને એમના જ જેટલી વિપુલતા અને સહજતાથી ખેડી, રાતદિવસની ખંતીલી મહેનતે અવનવા અખતરા કરી, નવનવ છોડ, વેલી, વૃક્ષોને ફળાવીફુલાવી દેનાર સાહિત્યનો અમર કૃષિકાર તો એક અને અદ્વિતિય ટાગોર જ છે. સાહિત્યના જે જે ક્ષેત્રે એ નિપુણ જાદુગરનો સિદ્ધહસ્ત ફર્યો છે ત્યાં કોઈનું કોઈ નવું જ એકાદ અમરફળ ન પાક્યું હોય, કે ઉષાના રંગોની કુમાશ અને ખિલવટને યે શરમાવે તેવું જાદુસ્મિત વેરતું એકાદ ફૂલ ન ન સાંપડ્યું હોય તેવું બન્યું જ નથી.

રવીન્દ્રનાથની કૃતિઓમાં સંગીતકાવ્ય પછી તરત જ નાટકો આવે છે. તોફાને ચડેલા માનવહૃદયના ઊર્મિસાગરનો ઘૂઘવતો નાદ એમાંથી ન યે સંભળાયો હોય; એની કામવાસનાના ઘોર સંગ્રામોના તુમુલધ્વનિ એમાંથી ન યે ઊઠ્યા હોય; છતાં યે માનવહૃદયને ડોલાવવાની અનિર્વચનિય શક્તિથી એ નાટકોને પણ વિશ્વસાહિત્યની

અમર કૃતિઓમાં મૂકવા જ પડે. એ નાટકોએ યુરોપી વિવેચનના ધોરણો નથી સ્વીકાર્યાં, ને સંસ્કૃત સાહિત્યાદર્શને પણ બાજુએ મૂક્યા છે. પણ એ નાટકોએ માનવહૃદયને નવી જ પ્રેરણા પાઈ છે. રંગભૂમિના એ અજોડ ખેલાડીઓ પોતાના અપાર્થિવ દીસતાં પાત્રોને પણ પ્રેક્ષકો સમક્ષ ધરી, અસંખ્ય મુગ્ધ આંખો અને કાનોને એમાંથી ઊંડા–ગહન–સંદેશો ઝીલાવ્યા છે. સૌંદર્યબોધનો, આત્મસંવેદનનો કો નવો જ પ્રદેશ એ નાટકોએ માનવચિત્તને માટે ખુલ્લો કર્યો છે. સંગીત, અભિનય, નૃત્ય અને શબ્દ દ્વારા એ નાટકો જે વાતાવરણ ખડું કરે છે, તેથી ભૂંસી ન ભૂસાય તેવી છાપ માનવમાનસે મૂકતા જાય છે.

રવીન્દ્રનાથની ટૂંકી વાર્તાઓ પણ સાહિત્યમાં અનોખી ભાત પાડી ગઈ છે. કેટલાક એ કથાઓને ગદ્યકાવ્યો પણ કહે છે. તે ગમે તેમ હો. પણ એ કથાઓની વિશિષ્ટતા સૌ કોઈએ સ્વીકારી છે. બંગાળની ભૂમિ, બંગાળના માનવી, એ વારતાઓમાં શબ્દ-સંજીવનીથી સજીવ બની મારા અને તમારા કે કોઈ અંગ્રેજ, જર્મન કે ચીનાના ઘરને યે એકાંત ઓરડે ઘડી બે ઘડીને માટે ફરકી જાય છે; એમનાં દુઃખ દૈન્ય, કે આનંદ–કોડ, તમારે ને મારે હિલે કહી જાય છે. ટાગોરની ટૂંકી વારતાઓની સૃષ્ટિમાં જે રસના વહેણ નીતરે છે તે સાહિત્યસિંધુના ક્ષીરસમુદ્રને યે નવાં જ અમીના મિષ્ટ–મિષ્ટતર મિશ્રણે સમૃદ્ધ કરતાં જાય છે. એ વારતાઓની કળાનું સ્વરૂપ સમજાવવું તે આ ટૂંકી નોંધની હદની બહારની વાત છે. પણ એટલું ચોક્કસ કે ટૂંકી વારતાના ગણ્યાગાંઠ્યા સ્વામીઓમાં રવીન્દ્રનાથની ગણના સહેજે થઈ શકે તેમ છે.

નવલકથાકાર રવીન્દ્રનાથે જગતનું ધ્યાન જોઈએ તેટલું નથી ખેંચ્યું. એનું જો કોઈ એક કારણ હોય તો એ જ કે રવીન્દ્રનાથ જે ભાષામાં લખતા તેનો અભ્યાસ યુરોપના કોઈ પ્રખર વિવેચકને

નથી; ને વાંચક મને ક્ષમા કરે, પણ આપણા દેશનું વિવેચનસાહિત્ય આંધળું છે. યુરોપિય ભાષામાં ઊતરેલી જે એમની થોડી ઘણી નવલકથાઓ છે તેમાં નવલકથાકાર રવીન્દ્રનાથનો સાચો કે પૂરો પરિચય નથી જ. અલબત્ત, 'ગોરા' કે 'ઘરે બાહિરે' કે 'ચતુરંગ' કે 'દુર્ઈબોન'–(બે બહેનો)માં એ પરિચય તો છે જ. પણ એ ઓછો છે અધૂરો છે. એમની નવલકથાસૃષ્ટિ એટલેથી જ અટકી નથી. સાહિત્યમાં નવા નવા અખતરા કરનાર એ અજોડ વારતાકારે છેલ્લે છેલ્લે એક સ્વતંત્ર જ નવલકથા–શૈલી ઉપજાવી હતી. એ શૈલીમાં જે નવનીત છૂપાયું છે એનું મંથન કરી એને સપાટી પર લાવનાર વિવેચક હજી એમને મળ્યો જ નથી. રવીન્દ્રનાથની સારામાં સારી કૃતિઓ એ શૈલીની નવીનતાને કારણે જ બીજી ભાષાઓમાં ઉતારવી પણ મુશ્કેલ છે. અર્થઘન વાક્યોથી ભરપૂર લાંબી વારતાઓ–એક એક નવલકથાની ગરજ સારે તેવી–રવીન્દ્રનાથે બહુ યે લખી છે. નવલકથાનું સ્વીકારાયલું સ્વરૂપ એમણે બદલાવ્યું છે. એમની લાંબી લાંબી વારતાઓ એક એક નવલકથા બની રહે છે. અને નવલકથા તો મહાકાવ્યની ગરજ સારે છે. પણ એ વિષે अलं अति विस्तरेण. એ બધી વારતાઓનાં યોગ્ય ભાષાંતરો ન થાય ત્યાં સુધી પર-ભાષામાં એની કીર્તિ ગાઈ, ભૂખ્યાને મોંએ પાણી લાવી પછી અમીના કટોરા ખાલી બતાવવા જેવું જ કહેવાય.

નિબંધકાર અને વિવેચક તરીકે પણ રવીન્દ્રનાથનો જોટો ભારતવર્ષમાં તો મળવો મુશ્કેલ છે જ. એમના નિબંધોમા કવિ–સુલભ–પ્રસાદ છે, ફિલસૂફનાં ગંભીર ચિંતન છે તીક્ષ્ણ બુદ્ધિનાં તેજ છે, વિરલ સહૃદયતાની વિવેકી સમજણ છે, ને છેવટ છે સારી યે દુનિયાના અનુભવી અંતરની સર્વગ્રાહી, સર્વદર્શી છતાંયે સુક્ષ્મદર્શી દૃષ્ટિ. વિવેચક રવીન્દ્રનાથમાં એ બધાં તત્ત્વો ઉપરાંત અનુભવી, સહૃદય સાહિત્યોપાસકની સૌંદર્યસમજ પણ છે; એટલે

અન્યાન્ય સાહિત્યકારોની એમની મિમાંસામાં કાંઈ ને કાંઈ નવી દૃષ્ટિ, નવાં જ અજવાળાં પાડવાની શક્તિ પણ છે. રવીન્દ્રનાથ વિષે એક આશ્ચર્યભરી વાતનો અહીં ઉલ્લેખ કરવો ઘટે. સાહિત્યજગતમાં એવું કહેવાય છે કે અતિ ઉત્કૃષ્ટ સંગીતકવિઓમાં સાધારણ રીતે હાસ્યની ખામી હોય છે. અંગ્રેજ કવિ શેલી કે આપણા જ કવિ નાનાલાલને નજર સામે રાખીએ તો એ વાત ઘણે અંશે સત્ય લાગે છે. અન્યાન્ય કવિઓનો સમૂહવિચાર કરવા બેસીએ તો યે માન્યતામાં રહેલા આંશિક સત્યને સ્વીકારવું પડે. પણ વિશ્વસાહિત્યનો ઉત્તમોત્તમ કવિ રવીન્દ્રનાથ, અપ્રતિમ અંગ્રેજ કવિ શેકસપીઅરની જેમ જ એ આરોપથી મુક્ત છે. રવીન્દ્રનાથ હાસ્યરસિક લેખકોમાં બહુ ઉચ્ચ સ્થાન મેળવી શકે તેમ છે એટલું જ નહિ, એમની કવિતાઓમાં પણ એ હાસ્ય જ્યારે ને ત્યારે સ્મિતનાં ફુવારા વેરી જાય છે. રવીન્દ્રનાથે પ્રહસનો લખ્યા છે, હાસ્યરસિક નાટિકાઓ લખી છે, એમના ગહન ફિલસૂફીભર્યાં નાટકોમાં પણ હાસ્યને વેગે પ્રવાહ મેળવવાની કળાને એ ભૂલ્યા નથી. એમની વારતાઓ, નવલકથાઓ અને નિબંધોનું તો હાસ્યરસ એક અંગ જ છે. જે હાસ્ય એની મોહક મીઠાશથી સામાને કડવું ન લાગે, છતાં યે માનવ-સ્વભાવની વિચિત્રતાઓ કે એના ખૂણાખાંચરા વ્યક્ત કરી દે એ હાસ્ય પ્રતિભાસંપન્ન વ્યક્તિઓમાં પણ વિરલ હોય છે. એમાં દૃષ્ટાની વેધક નજર અને વિધાતાની કરુણાપૂર્ણ વત્સલતા હોય; એવું જ વિરલ હાસ્ય ભારતના અનન્ય સાહિત્યકારને વર્યું છે. પણ એ હાસ્યની નિર્મળ કોમળતાના જાદુ તો એમની મૂળ વાણી સમજનારને જ અંતરે વસી શકે. હાસ્યની એ જ સીમા અને એ જ ખૂબી છે.

પત્રો દ્વારા પણ કવિએ બંગાળી સાહિત્યને ઓછું સમૃદ્ધ નથી કર્યું. માનવમાનસ, સૃષ્ટિસૌંદર્ય, સામાજિક કે રાજકીય પ્રશ્નો

સાહિત્યમિમાંસા, ફિલસૂફીનાં તત્ત્વચિંતનો, ટૂંકમાં જીવનને સ્પર્શતી સર્વ કોઈ બાબતો ઉપર એ અશ્રાન્ત ઉપાસકે જે ઊડતા વિચારો અસંખ્ય પત્રો દ્વારા કોઈ ઉદાર ધનાઢ્યની ઉદારતાથી છૂટે હાથે નાખ્યા છે; એમાં યે બે આની ચાર આની સાથે શુદ્ધ સુવર્ણની મહોરો પણ રસ્તે રઝળતી દીસે છે. એવી મહોરો એકઠી કરીએ તો યે સાહિત્યના કુબેરના નહિ તો સાહિત્યના અમીર ઉમરાવના ભંડાર જેટલી સંપત્તિ તો જરૂર નીકળી આવે.

પત્રલેખક ઉપરાંત પત્રકાર અને કયારેક કયારેક તો પત્રિકા-કારરૂપે યે રવીન્દ્રનાથે બંગાળના ભાગ્યશાળી દેશે દેખા દીધી છે. એમના એવાં છેક જ ક્ષણજીવી ગણાય તેવાં લખાણોમાં પણ ચિરંજીવતાનાં તત્ત્વો ઘડી યે ને પલે ચમકી જાય છે.

છેક કિશોર વયથી જ રવીન્દ્રનાથે પત્રની કપરી જવાબદારી વેઠી હતી. પત્રો અને સામયિકોમાં એમણે ઢગલાબંધ લખ્યું છે. અને તંત્રી તરીકે પણ એમણે ઘણા યે ઊગતા લેખકોની કલમને પોતાની પ્રતિભાનો લાભ આપી, એમનાં લખાણો સુધારી સમારી, સાહિત્યદીક્ષા આપી છે. પત્રકાર તરીકે એમને અંજલિ આપતા હિંદના શ્રાદ્ધેય પત્રકાર શ્રી રામાનંદ ચેટરજીના શબ્દોમાં 'કોઈ સામાયિકનાં પહેલાથી તે છેક છેલ્લા પાના સુધીનું વિવિધ પ્રકારનું અને ઉત્તમ કોટિનું લખાણ-ગદ્ય-પદ્ય બધું યે-લખી શકે એવું કોઈ એક જણ સારા યે બંગાળમાં હોય તો તે રવીન્દ્રનાથ એક જ છે.'

આવી સર્વદેશીય સાહિત્ય પ્રવૃત્તિનો સરવાળો કરતાં, રવીન્દ્ર-નાથનાં લખાણોની સરેરાશ જે ઉત્તમતાએ પહોંચે છે તેવી જગત આખાના સાહિત્યકારોમાંથી એકાદમાં યે નજરે પડતી નથી. એટલે રવીન્દ્રનાથ જગતના સર્વશ્રેષ્ઠ સંગીતકવિ ઉપરાંત એમની સહસ્ર-મુખી પ્રતિભાથી જગતના બીનહરીફ સાહિત્યકાર તરીકે પણ સ્થાન મેળવી શકે તેમ છે.

આ તો થઈ સાહિત્યસ્વામી રવીન્દ્રનાથની વાત; પણ ભારત-વર્ષના એ કવિગુરુને પાશ્ચિમાત્ય દેશોએ તો સાહિત્યકાર કરતાં યે ભારતની સંસ્કૃતિના અજોડ પ્રતિનિધિ તરીકે પિછાન્યા છે. હિંદનો એ અપ્રતિમ સાહિત્યાચાર્ય એની સંસ્કૃતિનો પ્રચારક પણ હોય તે જ યોગ્ય છે; અને એ સંસ્કૃતિપ્રચાર કરતાં કરતાં રવીન્દ્રનાથે જે સાહિત્ય ઉપજાવ્યું છે તે પણ સરસ્વતીના લાડીલાની કલમ અને જીભથી જ માત્ર નીપજી શકે તેવું છે. એમનાં પર્સનેલીટી, સાધના, કે છેલ્લે છેલ્લે ઓક્ષ્ફર્ડ યુનિવર્સિટી સમક્ષ આપેલાં રીલિજીયન ઓફ મેન–વાળાં ભાષણો એમની પ્રતિભાનાં ઊંડા મૂળના જ ફાલ સરખા છે. પુરાતન ભારતની સંસ્કૃતિના એ પ્રખર અભ્યાસકની દૃષ્ટિએ ઉપનિષદો હોય કે મહાકાવ્યો, સંસ્કૃત નાટકો હોય કે વૈષ્ણવ કવિતાની ભક્તિ–ગદ્દગદ્દ વાણી, સંત કવિ કબીર-નાં જ્ઞાન–ગીતો હોય કે સાધુ વેરાગીને મુખે ગામને ચોરે ગવાતાં ગીતો–એ બધાંને જ ઊંડો અને રહસ્યમય અર્થ આપ્યો છે. ફિલસૂફ કે દૃષ્ટા આ ટાગોર વિષે આ પ્રસંગે વિગતોમાં ઊતરવું મેં સ્વીકારેલ ક્ષેત્રની બહાર છે.

શિક્ષાગુરુ રવીન્દ્રનાથનો શિક્ષણનો આદર્શ એમનાં શાંતિ-નિકેતનમાં મૂર્ત થયેલો છેજ; વિશ્વભારતીની ભવ્યભાવના પણ શિક્ષાચાર્યના પરિપક્વ વિચારોનું જીવંત પરિણામ છે. રવીન્દ્રનાથે એમના આશ્રમનો આદર્શ સમજાવતી એક પત્રિકામાં ઉપનિષદોની વારીમાં ચાલતા ૠષિઓના આશ્રમોનો ઉલ્લેખ કરી કહ્યું છે:–

'કવિગુરુ કાલિદાસનાં કાવ્યોમાં એ આશ્રમો અને તપોવનો વિષે ઊંડી ઊંડી કો ઝંખના વારે વારે પડઘા પાડી જાય છે. અને એવી જ કો સબળ ઝંખનાઓ એના પછી બે હજાર વર્ષે જન્મેલા મારા જેવા કવિને થઈ;' અને શાંતિનિકેતન આશ્રમે એમને સાદ દીધો. તપોવન કે આશ્રમનો આદર્શ કવિ રવીન્દ્રનાથને હૃદયે વસી

રહ્યો હતો એનો અર્થ રખે કોઈ એવો કરે કે એમને પાશ્ચિમાત્ય સંસ્કૃતિ કે સભ્યતાનો અણગમો હતો. એથી ઊલટું જ સારાયે જગતની સંસ્કૃતિમાં જે કશું સારું હોય તે બધું જ પોતાને આશ્રમે આણવા અને પોષવા એમણે તનતોડ પ્રયાસો કર્યા છે. પુરાતન તપોવનની સરળતા અને સહજતા, એની શોખ કે વિલાસરહિતતા, એનાં પ્રકૃતિ સાથેનાં માનવહૃદયનાં મિલન, અને છેવટ ગુરુ શિષ્ય-ના સંબંધની અનિવાર્ય ઘનિષ્ટતા એ બધું સાચા શિક્ષણનું કેવું પોષક બની રહે તે એમણે પારખ્યું હતું; અને આશ્રમના એ ગુરુ-દેવ હજારો વિદ્યાર્થી–વિદ્યાર્થીનીઓનાં ક્ષુદ્ર જીવનમાં અનંતતાનો સંસ્પર્શ લાવનાર ચિરંજીવી જીવનાચાર્ય પણ બની રહ્યા હતા. રવીન્દ્રનાથની સાહિત્યપ્રતિભા એ શિક્ષાચાર્યની સર્વ પ્રવૃત્તિઓમાં પણ સહસ્રધારે રેલી રહેતી.

સામે, ધરણીને ખોળે બેઠેલા વિદ્યાર્થીઓની સમક્ષ દેશી કે વિદેશી, સંસ્કૃત કે અંગ્રેજી કવિતાની મિમાંસા કરતાં કે શાંતિ-નિકેતન મંદિરમાં પ્રાર્થના સમયે આપેલાં પ્રવચનોમાં શ્રોતાઓને અમર ઉદ્બોધનો આપી જતી એમની વાણી અણલખી છતાંયે અજરામર સાહિત્યનું રૂપ જ લેતી. રવીન્દ્રનાથનાં એવાં પ્રવચનોને અક્ષરે ઉતારી લઈ, એમાંના કેટલાંક તો એમના શિષ્યોએ છપાવ્યાં પણ છે. એવાં વ્યાખ્યાનોનો જ સરવાળો કરો, અને એને સાહિત્ય-વિવેચનની કઠોરમાં કઠોર કલમે મૂલવો તો પણ એટલું જરૂર સાબિત થઈ જાય છે કે છૂટેછવાયે પ્રસંગે પણ એમના શાંતિધામ આશ્રમમાં રવીન્દ્રનાથે ઉપદેશક કે શિક્ષાગુરુની પ્રવચનોની પ્રથાએ જ વિદ્યાર્થીઓ-ને કેળવ્યા નથી. જ્ઞાન અને સંસ્કૃતિના પ્રવાહો બીજી પણ અનેક પ્રવૃત્તિઓમાં થઈને એમણે રેલવ્યા છે. શાંતિનિકેતન આશ્રમમાં ઉજવાતા ઋતુ–ઉત્સવો અને બીજા પ્રાસંગિક ઉત્સવોનો એમાં મોટો ફાળો છે. એ ઉત્સવોની મુખ્ય પ્રવૃત્તિ તે નાટય અને ગીતની

જ. એવા પ્રસંગોને માટે ખાસ આલેખાયલાં કાવ્યો, ગીતો, નાટકો સંવાદો એમની સાહિત્યપ્રવૃત્તિના પ્રાસંગિક ફાંટાઓ માત્ર જ છે. પ્રકૃતિસૌંદર્યને શબ્દ અને સૂરે મૂર્ત કરતાં, કે વિશ્વનો અપાર મહિમા અમર શબ્દે વણતાં એ ગીતો ને કાવ્યો અને આદર્શોને સરળ સહજ શબ્દે શ્રોતાઓના કાનને ભરી દેતાં એ નાટકો કે સંવાદો પણ એમની ઈશ્વરદત્ત સહજ પ્રતિભાના નમૂના છે. એવે પ્રસંગે વ્યક્ત થતી એમની સંગીતકળા, અભિનયકળા કે નૃત્યકળાનું અપૂર્વ દર્શન કરાવવું એ પણ મારા ક્ષેત્રની બહાર છે; ગીતરચિયતા, અભિનેતા, અને નૃત્ય કે નાટ્યના દિગ્દર્શક રવીન્દ્રનાથની સંસ્કૃતિસેવાનાં મૂલ્ય દર્શાવવાનો પણ આ પ્રસંગ નથી. છતાં યે એનો નિર્દેશ કર્યા વિના ન ચાલે.

શાંતિનિકેતનની વાત કરો ત્યારે શ્રીનિકેતનને કેમ ભૂલાય? શાંતિનિકેતનમાં કવિએ તપોવનનો આદર્શ સિદ્ધ કરવા કમર કસી, તો શ્રીનિકેતનમાં એમણે આદર્શ ગ્રામનો—ભારતના સમૂહજીવનના એકમનો—આદર્શ આપ્યો છે. એ કવિદષ્ટાનો ગ્રામનો આદર્શ પ્રકૃતિ સૌંદર્યના સ્વાસ્થ્યકર વાતાવરણની સાથે નગરજીવનની સૌંદર્યભરી બૃહદાત્મતા ભેળવવાનો છે. જેની નસેનસમાં કવિતા અને સાહિત્યભર્યાં હોય એવામાં ગ્રામપુનરોદ્ધારની ધગશ દેખાય ત્યારે દુનિયાડાહ્યાઓ તો એને ધૂન જ કહે. પણ આ મહાકવિએ એમની એ ધૂન કહો તો તેને પણ કલ્પનાના ધુમ્મસે ભળી જવા દીધી નથી. એને મૂર્ત સ્વરૂપ આપ્યું છે. અને એ સ્વરૂપ આપવા જતાં વળી એમની કલમેથી એક જુદા જ પ્રકારનું, જેવું જગતના કોઈ બીજા સાહિત્યસ્વામીની કલમેથી નહિ ઝર્યું હોય તેવું, સાહિત્ય નીપજ્યું છે. રવીન્દ્રનાથના ગંભીર ચિંતનભર્યા એ વિષેનો લેખો કે નાનાં નાનાં પ્રવચનો પણ એમનાં મંદિરનાં ઉદ્બોધનો સરખાં જ ઊંડા જ્ઞાન અને માનવતાથી નીતરી રહ્યાં છે.

ને હવે છેવટ સાહિત્યકાર રવીન્દ્રનાથની એક છેક જ મામૂલી લાગે તેવી પ્રવૃત્તિનો ઉલ્લેખ કરવો ઘટે. એમણે જગતનાં સાહિત્યમાં અનેક એવાં બાળગીતો લખ્યાં છે તે તો સૌ કોઈ જાણે છે. બાળકને કક્કો શીખવવા બાળપોથી પણ લખી છે એ બંગાળની બહારનો મોટો ભાગ નહિ જાણતો હોય. ને કક્કો ભણાવીને એ બેસી રહ્યા નથી. પ્રાથમિક તેમજ માધ્યમિક પાઠ્યપુસ્તકોની સંકલના એમણે કરી છે; ને બંગાળી જાણતા બાળકોને અંગ્રેજી શીખવવા નવી જ ભાષાંતરપદ્ધતિ ઉપજાવી છે. ઈશ્વરે રવીન્દ્રનાથને હાથમાં કલમ દઈને જ જન્મ આપ્યો હતો; પણ એ કલમથી વિશ્વસાહિત્યમાં પોતાનું નામ સુવર્ણાક્ષરે લખવા જેટલું જ લખીને બેસી રહેવા જેટલી મોટપ એ સાહિત્ય–જગતના ભીખધારી અમીરે કેળવી નથી. પાઠ્યપુસ્તકો લખવાનો હલકો ધંધો પાકી ઉંમરે સ્વીકારી એ ધંધાને પણ એમણે મોટપ બક્ષી. ને છેવટ એ મોટપ એટલે સુધી પહોંચી કે નિશાળથી ભાગી છૂટેલ એ રખડુ વિદ્યાર્થીને વિદ્વાનોની પીઠ–ખુદ કલકત્તા વિદ્યાપીઠને–પણ જ્યારે સર્વ વિષયો બંગાળી ભાષા-દ્વારા શીખવવાનું યોગ્ય જણાયું ત્યારે, પારિભાષિક–કોષ–સમિતિનું પ્રમુખપદ લેવા, એ કોષ ઘડી આપવા આમંત્રણ આપવું પડ્યું. પણ રવીન્દ્રનાથની મહાપંડિતોચિત અક્ષરસાધનાની વાત બાજુ પર મૂકી બીજા એક પ્રશ્ન તરફ વળીએ.

ઉપનિષદોનાં ગહન તત્ત્વચિંતનોથી માંડીને બાળકને અક્ષર-જ્ઞાન કરાવવા પાઠ્યપુસ્તકો લખવાનું, કે જગતનાં સર્વશ્રેષ્ઠ સંગીત-કાવ્યોની હજારોની સંખ્યામાં સ્રોત વહેવડાવવાથી માંડીને ગ્રામ-સુધારણા, વા સામાજિક કે રાજકીય પ્રશ્નોની ઝીણવટભરી મિમાંસા કરવાનું, કે લોકપ્રિય પ્રહસનો વા ઊંડા આધ્યાત્મિક અનુભવોભર્યા રૂપનાટ્યો લખવાનું, કે નવલનવલિકાનું લોકરંજન ક્ષેત્ર ખેડવાનું એ એક જ કલમે સધાયું કેમ? જે ભાષામાં રવીન્દ્રનાથ ઉપનિષદો

સમજાવતા તે જ ભાષામાં એમણે પત્રિકાઓ નહિ જ લખી હોય; માનવહૃદયનાં સહજ પાસાં વ્યક્ત કરતું કે પ્રકૃતિસૌંદર્યને સંગીતે ચીતરતું એમનું કાવ્યઝરણુ અને ગ્રામસુધારણા પરનું ગ્રામવાસીઓ સમક્ષ ઉચ્ચારેલું ભાષણ એક જ ભાષામાં નહિ જ ઊતર્યું હોય. હિંદની ભાષાઓ તો હજી ઊગીને ઊભી થાય છે, એ ભાષાઓમાં હજી પરિપક્વતા નથી, એમાં ચિંતનની ગહનતા આણવી મુશ્કેલ છે, અને વિવેચન, અર્થશાસ્ત્ર કે વિજ્ઞાન જેવા વિષયના વિચારો તો એ બધીમાં વ્યક્ત કરવા પ્રાયઃ અશક્ય છે એવું મનાય છે. ત્યારે રવીન્દ્રનાથે એ બધું એમની માતૃભાષામાં વ્યક્ત કર્યું કેવી રીતે ? એ પ્રશ્નમાં જ એનો જવાબ છે. હિંદની બીજી ભાષાઓમાં કે રવીન્દ્રનાથની સાહિત્યપ્રવૃત્તિની શરૂઆત પહેલાં ખુદ બંગાળી ભાષામાં જ જે અસંભવ હતું તે રવીન્દ્રનાથે એમની પ્રતિભાથી સંભવિત કર્યું છે રવીન્દ્રનાથ બંગાળના અદ્વિતીય ભાષા–સ્વામી જ નથી, ભાષાના વિધાયક પણ એ જ છે. સિત્તેરથીયે વધુ વર્ષોની સાધનાથી એમણે એ ભાષાને હિંદની એક પ્રાંતીય ભાષામાંથી જગતની પૂર્ણપણે વિકસિત ભાષામાં સ્થાન અપાવ્યું છે. બંગભૂમિની સરસ્વતીએ જેને એની કાવ્યવીણા અર્પી તે જ યશસ્વી પુત્રે એને પોતાની અશ્રાન્ત સાધનાથી જગતની અક્ષર–સભામાં ઉચ્ચ અને અડગ સ્થાને સ્થાપી. એમણે જેટલા નવા શબ્દો કે શબ્દપ્રયોગો બંગાળીમાં ઉમેર્યા છે તેટલા જગતના કોઈ પણ સાહિત્યકારે પોતાની ભાષામાં નહિ ઉમેર્યા હોય. આધુનિક બંગાળીનું વાક્યસ્વરૂપ કે વ્યાકરણ ઘડવામાં પણ રવીન્દ્રનાથનો કુશળ કારીગરીભર્યો ઉસ્તાદ હાથ ન હોત તો એ ક્યાં જઈ પહોંચી હોત, અથવા કયે વળાંકે અનિશ્ચિત પગલે ઊભી હોત તે કહી શકાય નહિ. અને એટલે જ જ્યાં સુધી જગતમાં એકાદે બંગાળી ભાષા બોલનાર કે સમજનાર હશે ત્યાં સુધી કવિગુરુની વાણી જગતમાં પડઘા પાડ્યા જ કરશે.

આટલે સુધી તો મેં એ વિશ્વવંદ્ય કવિની બહુશાખાપ્રશાખાયુક્ત સાહિત્યપ્રવૃત્તિનો જ આછો–અધૂરો ઊડતો ખ્યાલ આપ્યો. એમના ઉદાર મહાજીવનને તો સ્પર્શ્યું પણ નથી કે સ્પર્શવા ઇચ્છતો પણ નથી. સંસ્કૃતિપ્રચારક, સમાજસેવક, રાષ્ટ્રભક્ત, શિક્ષાચાર્ય, ગ્રામોદ્ધારક કે એક ગૃહસ્થ તરીકેની એમની પ્રવૃત્તિ, વા સંગીતકાર, અભિનેતા, વક્તા કે ચિત્રકાર તરીકે એમણે મેળવેલી ખ્યાતિ–એ બધાંમાંથી એકાદ જ સામાન્યજનને તો યશ પૂર્ણ જીવનનો સંતોષ આપી શકે તેમ છે. સાધક–ફિલસૂફ રવીન્દ્રનાથનાં તત્ત્વચિંતનો પણ એમને વરેલી વિરલ પ્રતિભા વગરની કોઈ વ્યક્તિને દેશભરમાં, બલ્કે સમસ્ત જગતમાં, પ્રખ્યાતિ અપાવવા પૂરતાં નીવડત. રવીન્દ્રનાથના સોળે કળાએ ખીલેલા જીવનમાં જો કશી નડતર હોય તો એ જ કે એમની એકએક કળા એવી મનોહારી છે કે બીજી બહુને એ ઘડીભર ભૂલવી દે છે. એવા મહાજીવન વિષે હું તે શું કહું ? ક્યાં એ સહસ્રરશ્મિ સવિતા અને ક્યાં કાળી શાહીનાં ડબકાં મૂકતી આ કલમ, અને કાલુંઘેલું બોલતાં શીખતી વાણી ! કહું તોયે એટલું જ કહી શકું કે સાહિત્યમાં તેમ જ જીવનમાં મેં એમને ગુરુદેવ તરીકે સ્વીકાર્યા છે. સંપૂર્ણ પરિપક્વ મનુષ્યત્વનો આદર્શ મેં એમનામાં જ દીઠો છે. એની વિગતોમાં ઊતરવાનું આ સ્થળ નથી કે હજી સમય પણ નથી આવ્યો, પણ સાહિત્યસ્વામીના આ ટૂંક પરિચયમાં છેવટ એમના સાહિત્યાદર્શ વિષે થોડુંકે ન કહું તો કેમ ચાલે ? એટલું તો સ્પષ્ટ જ છે કે જેમની સાહિત્યપ્રતિભાને હું જગતભરમાં અજોડ ગણું છું એમના સાહિત્યાદર્શને છેવટનાં બે–ચાર પાનાંમાં હું નહિ જ સમેટી લઈ શકું. પણ દસથીયે વધારે વર્ષો સુધી એમના આશ્રમમાં રહી, વારંવાર એમના ચરણે બેસી, વિશ્વસાહિત્ય અને એમના સાહિત્યના ઘૂંટડા ભર્યા પછી જો મને એ વિષે બોલવાનો

થોડોઘણોયે અધિકાર મળ્યો હોય તો એ આજે વાપરી લઉં, ને એમ કરતાંયે હું મારી કલમ કરતાં એમનીજ વાણીનો આશ્રય લઈશ.

'ફાલ્ગુની' નાટકમાં રાજા કવિને એના નાટ્યપ્રયોગોને ઉદ્દેશીને પૂછે છે:

'પણ કવિ, એનો અર્થ તો સમજાશે ને?'

કવિ ઉત્તર આપે છે:

'ના, મહારાજ!'

'ત્યારે?'

'મારી કવિતા હું અર્થ સમજવા લખતો જ નથી, એ લખાય છે ગુંજન પ્રેરવા-હૈયાને ઊંડાણે જઈ સંવેદન જગાડવા.'

'એટલે!'

'બાળક જન્મે અને તરત રડવા માંડે; એ રુદનનો અર્થ સમજો છો, મહારાજ? એ કહે છે 'હું આવ્યો.' મારી કવિતા પણ એ જ જાતની.'

સાહિત્યસર્જનની કવિએ આપેલી આ સમજૂતી સાદી છે કે એના ઉપર કશાં ટિપ્પણો આપતાં શરમ થાય. કાવ્ય–સાહિત્ય–સર્જનને નવા જન્મેલા બાળક સાથે સરખાવી, એને જે વ્યક્તિત્વ–જે અનોખું સત્ત્વ–આપ્યું છે તે કવિનો તરંગ જ નથી, એમાં એને લેખકની અવિભાજ્ય, અવિચ્છિન્ન કૃતિ–સૃષ્ટિ તરીકે સમજાવ્યું છે. બાળકનું રુદન તે કાવ્યનું સંગીત–એનું ગુંજન. એ રુદન અર્થઘન વા અર્થગંભીર નયે હોય; એમાં 'હું આવ્યો' એ સિવાય કશો સંદેશ નથી હોતો. બાળકને જેવી રીતે છાતી સરસું ભીડો એવી જ રીતે એને હૈયે લો કે પડતું મૂકો, પણ એનાં હાડમાંસચમરુધિરનાં વિશ્લેષણોમાં પડો તો એ કાવ્ય મટી નિષ્પ્રાણ હાડપિંજર બની રહે.

બાળકની જેમ જ કાવ્ય (ને સાહિત્ય તે બધુંયે કાવ્ય જ હોય; બાકી બધું તો વાઙ્‌મય) પણ આનંદમાં સરજાય છે, ને આનંદ આપવો તે એનો સ્વભાવધર્મ છે. એની સૃષ્ટિમાં એનો સર્જક રાચે; એને નીરખી જગત આનંદિત બને. શેને લીધે એ આનંદદાયિની શક્તિ એને મળી છે તે કહેવું રસિકને જરૂરનું નથી; ને અરસિકને રસનાં વિવેદન શાં?...કવિની વૃત્તિ તો એ જ હોય.

શબ્દોને વ્યક્ત કે અવ્યક્ત છંદે મઢી ભાષાનું સંગીત–શબ્દસંગીત એમાંથી નિચોવી શકે તે કવિ. એ છંદ અને શબ્દ-સંગીતને પ્રભાવે જ ભાષા એના સંકુચિત અર્થમાંથી મુક્ત બની અસીમ રસસૃષ્ટિનાં આછેરાં તેજ અને આછી છાયાના પ્રદેશે પહોંચે, ને વાણી કાવ્યનું–સાહિત્યનું રૂપ લે.

એવું સંગીત પ્રત્યેક ભાષામાં ગૂઢ હોય છે. એને બહાર લાવી એમાંથી ગુંજનના ઝંકાર વાચક કે શ્રોતાને હૈયે પ્રસારવા એ જ ખરી કવિત્વશક્તિ કે સાહિત્યપ્રતિભા; ને એ સંગીતમયતા કે સંગીતરહિતતા તે જ કાવ્ય અને અકાવ્ય વચ્ચેનો પ્રભેદ. કાવ્યમય ચિંતનોને અનુરૂપ ભાષાના ગૂંથણે ગૂંથી, એના ગૂઢ સંગીતને પ્રસારી, એમાંથી રસપ્રતિપાદક ધ્વનિને ઝંકૃત કરવા તે જ કાવ્યનો વા સાહિત્યનો આદર્શ–પછી એ ગેય હોય કે અગેય, કાં' પ્રથાસ્વીકૃત છંદબદ્ધ કે એવા છંદ રહિત.

છંદ એ જ પરમાત્માની વિશ્વમોહિની માયાનું ગર્ભબીજ, એ જ સૃષ્ટિનું પોષક રસતત્ત્વ, અને એ જ સર્જનકળાનો પ્રાણ–એવું શાસ્ત્રો અને કવિઓએ ઉચ્ચાર્યું છે. નટરાજના નૃત્યછંદ–પ્રેરિત આદિ અણુપરમાણુઓએ ગતિ પ્રાપ્ત કરી, શંકરના નૃત્યતાલે એ વિશ્વની ગતિ અનવરત ચાલી રહી છે, અને રુદ્રના તાંડવે એ લોપાશે એવું દ્રષ્ટા ઋષિઓએ ભાખ્યું છે. વિશ્વ–બ્રહ્માંડના સર્જનની પાછળ જે છંદગતિનાં અખંડ સંગીત ગુંજે છે તે જ છંદસંગીતની

પ્રતિકૃતિ સર્વ કળાઓમાં વિલસી રહી છે. ચિત્રકારના ચિત્રની રેખાઓમાં કે એના રંગમિશ્રણમાં, અને સ્થાપત્યશિલ્પની રેખાઓમાં પણ એ જ છંદગતિ ભાળશો. કવિના ગુંજનને પણ એનો જ નાદ લાગ્યો હશે.

વિશ્વકવિ રવીન્દ્રનાથના દરેકે દરેક સર્જનમાં એવા છંદના— એ સંગીતના—સંવાદ નજરે પડે છે. રવીન્દ્રનાથ સાહિત્ય અને વાઙ્મય બંનેના સ્વામી છે; એટલે એમની મૂળ કૃતિઓનાં ભાષાંતરો પણ જગસ્તુતિને પામે એમાં નવાઈ નથી. પણ રવીન્દ્રનાથ પોતે એમને હાથે થયેલાં એમનાં અંગ્રેજી ભાષાંતરો વિષે ઊંડી અને હાર્દિક અશ્રદ્ધા બતાવતા. જે સંગીતગુંજન એમણે એમની મૂળ કૃતિઓમાં મૂક્યું હોય તે ભાષાંતરોમાં કેમ લાવવું? ને તેમાંયે અંગ્રેજી જેવી બંગાળીથી છેક જ ભિન્ન છંદે વળેલી ભાષામાં તો એ કેમ જ આવે? એટલે જ યુરોપે ભલે રવીન્દ્રનાથને નોબલ પ્રાઈઝથી નવાજ્યા હોય, છતાંયે યુરોપ એમની સાહિત્યપ્રતિભાનો સાચો અડસટ્ટો મેળવી શકે તેમ નથી.

ખુદ હિંદની જ ભાષાઓમાં પણ એવા કવિ ને ભાષાંતરકારો મેળવવા મુશ્કેલ છે. એમની વિરાટ ઓજસ્વી પ્રતિભાને પરભાષામાં ઝીલવી તે કંઈ નાનુંસૂનું કામ નથી. મારું તો દૃઢ માનવું છે કે ટાગોરને ઓળખવા હોય, એમની સાહિત્યભાવના સમજવી હોય, તો માણસને બંગાળી ભાષા શીખ્યા વિના છૂટકો જ નથી, ને તે પણ આજે તમે ને હું કૉલેજોમાં જે જાતનું અંગ્રેજી શીખી મહાકવિ શેક્સપિયરને સમજવા દાવો કરીએ છીએ તેવી રીતે નહિ જ. એને માટે માણસે બંગાળી ભાષાને પોતાની બીજી માતૃભાષા જ કરી લેવી પડે. એટલી મહેનત કરનારને કવિ જે વિરાટનાં દર્શન કરાવી શકે તેમ છે, તે તેની મહેનતને સાર્થક નહિ પણ ધન્ય બનાવશે.

એવા વિશ્વવંદ્ય કવિને માટે હું તે ઉપસંહારમાં શું કહું?

સંસારમાં કહેવા જેવું જે બધું છે—બંગાળી ભાષામાં જેટલું કહી શકાય—તેટલું તો કવિએ એકલાએ જ કહી દીધું છે, એમ ઘણાઓ માને છે. એટલે હું પણ રવીન્દ્રનાથે તાજમહાલના અમર વિધાયક શાહજહાન વિષે જે કહ્યું છે તે જ શબ્દોમાં એમને અંજલિ-રૂપે કહીશ:—

તોમાર કીર્તિર ચેયે તુમિ જે મહત્
તાઈ તવ જીવનેર રથ
પશ્ચાતે ફેલિયા જાય કીર્તિરે તોમાર
વારંવાર !

હે મહાકવિ ! 'તારી કીર્તિથીયે તું તો મહાન છે; એટલે જ તારા જીવનનો રથ તારી એ કીર્તિનેયે ડગલે ને પગલે પાછી પાડતો આગળ ને આગળ ધસતો જાય છે' અને જશે જ.

# ૮

# ટાગોર અને શાંતિનિકેતન

## એક સ્મરણયાત્રા

**રતિલાલ મહેતા**

બાલ્યકાળનું એ આછું પણ સુમધુર સ્વપ્ન હતું. ઘરના નાનકડા પુસ્તકાલયમાં બેઠો બેઠો કોઈ માસિકોની ફાઈલો ઉથલાવી રહ્યો હતો. કૉંગ્રેસનાં અધિવેશનોનાં લાંબાં લાંબાં વિવરણોની વચ્ચે વચ્ચે શાંતિનિકેતન આશ્રમની મુલાકાતોનાં અને કવિવર રવીન્દ્રનાથના દર્શનનાં વર્ણનો પણ આંખે ત્રળગી રહ્યાં હતાં. કલ્પનામાં આશ્રમનું અસ્પષ્ટ પણ મનોરમ દૃશ્ય રમવા નીકળી પડતું હતું. દૂર દૂર, કોણ જાણે હિંદુસ્તાનના કયા ભાગમાં, નિસર્ગની મીઠી ગોદમાં, ખુલ્લા આકાશ નીચે અને લીલી હરિયાળી વચ્ચે એ આશ્રમ વસ્યું છે. છોકરાઓ કિલકિલાટ કરી રહ્યા છે. ફૂલો ખીલે છે ને ફોરમ ફેલાય છે. પંખીઓ કલરવ કરે છે ને કવિવર ગીતો ગાય છે. સંગીત અને નૃત્યથી ધબકતું આહ્લાદક વાતાવરણ રેલાઈ રહ્યું છે.

ગુજરાતના દૂર દૂરના શુષ્ક ગામડામાં વસતા કુમારને મન આ એક દિલ ઉછાળનારી કલ્પના હતી.

પણ પછી તો એ બધું ભુલાઈ ગયું. નિશાળના શુષ્ક પાઠોએ અને રીઢી પરીક્ષાઓએ એ કલ્પનાભોમનાં દ્વાર બંધ કરી દીધાં.

ક્યારેક એ દૃશ્ય ફરીને આંખો સામે ખેંચાઈ જતું ત્યારે ત્યાં પહોંચવાની અશક્યતાનો વિચાર આકરો થઈ પડતો, ને એ દૃશ્ય ખોવાઈ જતું.

એકાએક ફરી પાછું એ લાધી ગયું. કલ્પનાય નહોતી એવી પરિસ્થિતિમાં એ દૃશ્યે નવું અને વધારે નક્કર સ્વરૂપ લીધું. '૩૦ની લડત વખતે વરલીની ચાલમાં બંદીવાસ ભોગવતો હતો ત્યારે ત્યાં મુનિશ્રી જિનવિજય સાથે ભેટો થઈ ગયો. એમનું નામ તો સાંભળેલું, અને સંસ્કૃત સાહિત્ય તેમ જ પ્રાચીન હિંદના અભ્યાસ તરફ મન ઢળતું જતું હતું, એટલે એમના સાથે થોડો-ઘણો સાહિત્યપરિચય પણ હતો. વાતવાતમાં એમણે જેલમાંથી છૂટીને શાંતિનિકેતન જવાની પોતાની ઇચ્છા પ્રગટ કરી, અને મારા જેવા માટે શાંતિનિકેતનનું વાતાવરણ અનુકૂળ થઈ પડે એવી સૂચના પણ કરી. ત્યારથી નાનપણમાં પડેલા સંસ્કારોએ જોર પકડ્યું.

એટલે જેલમાંથી છૂટીને તરત જ શાંતિનિકેતન જવાની પેરવી કરવા માંડી.

અને એક દિવસ, ખરેખર, સદેહે હું શાંતિનિકેતન આશ્રમ-ભૂમિ પર આવી પડ્યો...અને મારી કુતૂહલભરી આંખો વર્ષો પહેલાંના સ્વપ્નને સિદ્ધ થતું જોઈને અનન્ય તૃપ્તિ અનુભવી રહી.

એ પછી તો ત્યાં રોજ નવું પ્રભાત ઊઘડતું ને નવી રાત ઊતરી આવતી, પુષ્પો ખીલતાં ને કરમાતાં, નવાં પંખીઓ કલરવ કરતાં, વાયુની નવી લહરીઓ વાતી, ઋતુઓ બદલાતી ને તે પ્રમાણે આશ્રમનો રંગ બદલાતો. બાળકોનો કિલકિલાટ સંભળાતો; યુવાનો–યુવતીઓના મિશ્ર આલાપો ને આમોદ–પ્રમોદો થતા. હિંદના જુદા જુદા ભાગોમાંથી આવતા વિદ્યાર્થીઓ જોડે પરિચય વધતો, ને દુનિયાને ખૂણે ખૂણેથી આવી ચડતા અભ્યાસીઓ અને પ્રવાસીઓ જોડે ભળતાં એક વિશાળ અને રસમય તેમ જ રહસ્યમય ક્ષેત્ર સામે

પથરાઈ ગયું હતું. દુનિયા એકદમ વિશાળ બની ગઈ હતી. જીવનનાં કૃત્રિમ બંધનોને તોડીને ઉન્મુક્ત પ્રાણ અભ્યાસ અને અનુભવમાં અજબ થનગનાટ અને ઉલ્લાસ અનુભવી રહ્યા હતા.

અને આજે, અગિયાર વર્ષો બાદ, એ દિવસોને મનમાં તાજા કરું છું ત્યારે, ફરીને એકવાર, શાંતિનિકેતન એ એક નક્કર અને સ્થૂલ વસ્તુ મટીને એક મનોરમ સ્વપ્ન બની રહે છે. પણ એ સ્વપ્ન હવે તો ઘણું સુસ્પષ્ટ સુઘટ અને સુરેખ બન્યું છે, અને એ સાથે બંધાઈ ગયેલી 'પ્રેમગાઠ' એવી ને એવી મજબૂત રહી છે.

ત્યાં અમે ગાતા :

આમરા જેથાય મોરિ ઘુરે
શે જે જાય ના કોભૂ દૂરે,
મોદેર મોનેર માઝે પ્રેમેર શેતાર
બંધા જે તાર સુરે...

—અમે ભલે ગમે ત્યા રખડતા હોઈએ, પણ એ કદીયે દૂર જતું નથી. અમારા મનમાં એના તારો વડે જ પ્રેમની સિતાર બંધાઈ ગઈ છે.

ત્યાંથી આવીને સૌ પોતપોતાના જીવનસંગ્રામના વમળમાં ગૂંચવાઈ ગયા હશે તોય શાંતિનિકેતનમા વિતાવેલી જીવનની અમૂલી પળોની યાદ અને કવિવરના સાંનિધ્યમાં મેળવેલાં આનંદ, ઉલ્લાસ, પ્રેરણા અને પુરુષાર્થની યાદ કદીયે ભુલાશે નહિ.

વિશ્વે જેમને વંદ્યા એ કવિવરનું સાંનિધ્ય પામવું, અને વિશ્વની મહાશાળા હોવાનું જેનું મહાગૌરવ હતું એ વિશ્વભારતીના એક અંતેવાસી તરીકેનું સ્થાન મેળવવું, એ બેશક જીવનનો એક અમૂલ્ય અનુભવ છે. પણ એના કરતાંય કવિની કલાનો નિકટ પરિચય પામવો, એમની નિગૂઢ જીવન–ફિલસૂફીના પ્રકાશની કણીઓ ઝીલવી, એમની મધુર અને રસજ્ઞાનભરી વાણીનો આસ્વાદ લેવો,

એમનાં ગાનોનો રસોલ્લાસભર્યો રણકાર સાંભળવો, ને એમની વૃદ્ધ કાયામાંથી પણ નૃત્યાવેગને ઊછળતો જોવો, ઋતુએ ઋતુએ ને દિવસ અને રાત્રિની પળે પળે નિસર્ગ અને માનવીના સુસંવાદના અવિરત વહી રહેલા પ્રવાહમાં સ્નાન કરવું એ જીવનની એક કીમતી સિદ્ધિ જ લાગે છે.

કેટકેટલાં દશ્યો સ્મરણપટ પર આવીને ઝબકી જાય છે અને હૃદય નાચી ઊઠે છે. શું મેળવ્યું એનો હિસાબ કરવાની જરૂર જ નથી.

તારિ હિશાબ મિલાતે મન મોર નોહે રાજી,
કી પાઈ નિ...

વીતેલા જીવન પર દષ્ટિપાત કરતાં કવિ કેટલીયે વાર આ ગાન ગાઈ ગયા હશે. ધરતી સાથે જડાઈ ગયેલી પ્રેમગાંઠનું એ સુંદર પ્રતીક છે. શાંતિનિકેતન સાથેની અમારી ગાંઠ પણ એવી જ છે.

એ ગામડિયું સ્ટેશન, બંગાળના એ કંગાળ સાંતાલ લોકો, એ મોટી કમાનવાળો બટારો, એ લાલ માટીવાળો રસ્તો, એ ઘાસનાં છાપરાંવાળાં સુંદર અને સુઘડ ઝૂંપડાં, એ પોયણીઓથી ચમકતી તળાવડી, ને આશ્રમને સમાવતી એ વનરાજી—દ્વાર પર પહોંચતાં હૈયું કેવું હચમચી ઊઠ્યું હતું!

ધીમે પગલે અને કુતૂહલથી ધબકતા અમે એમાં પ્રવેશ્યા હતા, ને સામે ચારેપાસ શાંત અને સૌમ્ય વનરાજી વચ્ચે આમતેમ ફરી રહેલા આશ્રમવાસીઓ પર આંખો ફરી વળી હતી.

દિવસો વીતતા ગયા. નવીન દુનિયા શરૂઆતમાં જરા વિકટ લાગી હતી, પણ ધીરે ધીરે અમે એના અંગભૂત બની ગયા અને પછી તો મન અને હૃદય અવનવા મુક્તિ અને આહ્લાદભર્યા અનુભવો પામતાં ગયાં.

અને એક સમી સાંજે મેં પહેલી જ વાર જોઈ એ ભવ્ય મૂર્તિ. લાલિત્યભરી અને વૃદ્ધ કાયા, રૂપેરી ફરફરતા વાળ, લાંબી

દાઢી, ચશ્માં પાછળથી ચમકતી આંખો, સહેજ નમેલી કમ્મર પર ઢળેલા બે હાથ, ઝીણો રમૂજ અને વાત્સલ્યભર્યો અવાજ, લાંબો રેશમી ઝભ્ભો, રેશમી અને લાલ કિનારીવાળું ધોતિયું, ખભે રેશમી પછેડી, ને ગળે ફૂલમાળા.

આશ્રમવાસીઓના વીંટળાતા સમુદાય વચ્ચે હું યે મારી જાતને ધન્ય માનતો અને સંતોષથી ઊછળતો ગુરુદેવની એ પુણ્યશ્લોક મૂર્તિને જોઇ રહ્યો.

ગુરુદેવે નિયમિત અભ્યાસવર્ગો લેવાનું તો ક્યારનુંય છોડી દીધું હતું; પણ તોય દર બુધવારે પ્રભાતે પ્રાર્થનામંદિરમાં તો એમનાં લગભગ અચૂકપણે દર્શન થતાં, અને ત્યારે 'ઘંટા' વાગતા. કેડીએ કેડીએથી વિદ્યાર્થીઓ અને અધ્યાપકો આવીને મંદિરની અંદર તેમજ ચારે બાજુએનાં પગથિયાં પર બેસી જતા. પ્રાર્થનામાં રસ ન હોય તેવાઓને પણ એ વાતાવરણ અત્યંત શાંત, આહ્લાદક અને પ્રેરણાદાયક લાગતું.

અને

આનંદલોકે મંગલાલોકે
বিরাজে, সত্যসুন্দর...

અથવા

જીવનને જોતો પૂજ
હોલો না ચારা
জানি হে জানি
তাও হোয় নি হারা...

વગેરે નિતનવાં ગીતો ગુંજી રહેતાં, ને ગુરુદેવને મુખેથી 'તમસો મા જ્યોતિર્ગમય' કે એવાં બીજાં ઉપનિષદ્–વાક્યોનો મીઠો રણકારભર્યો ઉપદેશ નિર્ઝરના કલકલનિનાદે વહી રહેતો.

ને એ સિવાય કેટલાય ઉત્સવો ને ખાસ પ્રસંગોએ ગુરુદેવની હાજરી તો હોય જ. ઘણીયે વાર તેઓ જાતે પોતાના નિવાસ-

સ્થાને આશ્રમવાસીઓને બોલાવે ને કંઈક પ્રાસંગિક પ્રવચન કરે અથવા તો સંગીત-નૃત્ય-નાટચોત્સવ ઊજવે.

ઉત્તરાયન એ કવિવરનું એ વખતનું સુરમ્ય અને સુમધુર નિવાસસ્થાન-શાંતિનિકેતન આશ્રમને એક ખૂણે આવેલું, બેઠા ઘાટનું, ચારે બાજુએથી ખુલ્લું, પહોળા વિસ્તારનું. પ્રકાશ અને અંધકારને, પવન અને વર્ષાને ત્યાં ખુલ્લો પ્રવેશ હતો. સામે બહોળો બગીચો. ઋતુએ ઋતુએ અવનવાં પુષ્પો એમાં ખીલતાં ને મહેકતાં, ને કવિને નિતનવો સંદેશો આપી જતાં. ડાળીએ પંખીઓ બેસતાં ને કવિને હાથે હૃદયમાં ઊઠેલા નવા ભાવો શબ્દાકાર અથવા તો રંગાકાર ધારણ કરતા. બાજુમાંથી જ કેડી પસાર થતી, ને જરા દૂરથી ધોરી અને લાલરંગી માટીથી પથરાયેલો રસ્તો પણ જતો. ત્યાંથી પસાર થતા ગામના મજૂરો દેખાતા ને 'સાંતાલનારી' પણ દેખાતી.

કેટકેટલાં દશ્યો એ ભવ્ય મૂર્તિની આસપાસ ઝબકતાં સ્મરણ-પટે ફરી વળે છે!

શ્રીનિકેતનમાં ઉત્સવ જામ્યો છે. શાંતિનિકેતનની આ જોડકી સંસ્થા. હાથકારીગરી, ખેતીવાડી, રસાયણવિદ્યા વગેરે ગ્રામ્યપુનર્ઘટનાના વિષયો અહીં શિખવાતા. ગામલોકો ટોળે મળીને વિદ્યાર્થીઓ વચ્ચે ભળી જાય છે. પુષ્પોની સુગંધ અને ઊડતા ગુલાલનો રંગ વાતાવરણમાં અનેરું માધુર્ય ફેલાવી રહે છે...અને 'ગુરુદેવ'ના આગમને ગાયકવૃંદ ગાઈ ઊઠે છે—

ચોલે એશો, ચોલે એશો,
ચોલે એશો ઘોરે, પરબાશી...

અથવા

ફિરે ચોલ, ફિરે ચોલ માટીર ડાને...

ધરતી પર પાછા ફરવાની-ઘેર આવવાની હાકલ પાડતાં આ ગીતોમાં ધરતી અને ખેતીનો મહિમા ગુંજી રહે છે.

પુસ્તકાલયના ગોળ પરસાળમાં જ સાદી રંગભૂમિ સજાવાઈ છે. સામેની ત્રણ બાજુએ આસમાની રંગના પડદા, એક બાજુએ નીચા આસન પર કવિ બેઠા છે, હાથમાં ભજવાતા નાટકની ચોપડી છે. પાત્રો આવે છે, ગાય છે, નૃત્ય કરે છે, અદૃશ્ય થાય છે, ને કવિની કલાભરી આંખ પાત્રોના એક એક હાવભાવ અને હલન-ચલનને અનુસરી રહે છે, ને કવિ પોતે જ મસ્ત બનીને ગાઈ ઊઠે છે—

આમાર હૃદય નાચે રે,
નાચે રે, મયૂરેર મોતો નાચે રે...

અણુએ અણુ કલાભિષિક્ત એવા કવિવર સંગીતના આલાપમાં કે નૃત્યના ઠેકામાં જરા પણ ભૂલચૂક કે રસભંગ થાય એ સાંખી શકતા નથી. એક દિવસે વિશાળ ખંડમાં નૃત્ય ચાલી રહ્યું છે:

મોર બીના ઉઠે કોન સુરે બાજે
કોન નોબો ચોંચોલ છાંદે...

નૃત્યકારો નૃત્યના અને સંગીતના તાનમાં આવી જઈને ઉલ્લાસ અનુભવી રહે છે. એમને સ્થળકાળનું ભાન રહેતું નથી. બસ, એ તો મસ્ત બની આમ–તેમ નાચવા લાગે છે. તાલ વિસરાઈ જાય છે. એકદમ ગુરુદેવ આસન પરથી ઊભા થઈ સખ્ત શબ્દોમાં નૃત્યકારોની ખબર લઈ નાખે છે: ‘આ શું છોકરાંઓની રમત માંડી છે?’

શરમિંદાં બનીને નૃત્યકાર વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ ચૂપકે પગલે બેસી જાય છે.

ગુરુદેવના એવા પ્રેરક, ઉપદેશક અને સંચાલક સાંનિધ્યમાં આશ્રમજીવન કેવું સભર અને પ્રફુલ્લ બની રહેતું!

વહેલી સવારમાં વૈતાલિક દળ આશ્રમમાં ગાતું ગાતું ફરી વળે ને આશ્રમ જાગી ઊઠે. ઘંટ વાગે ને પ્રાતઃકર્મ પતાવી સૌ વચ્ચેના ખુલ્લા મેદાનમાં પ્રાર્થના કરવા ભેગા મળે. નાસ્તો પતાવ્યા

પછી સવારના વર્ગો શરૂ થાય. ઝાડની છાંયમાં ત્રણેક કલાક સુધી આ ચાલ્યા પછી ભોજન અને આરામ આવે. પછી સાંજના પાંચ સુધી ફરી વર્ગો ચાલે. પાછી પ્રાર્થના. સાંજે છોકરાંઓ રમે-કૂદે અથવા ફરવા નીકળી પડે. રાત્રે દસ વાગે પાછું વૈતાલિક દળ ગાતું ગાતું ફરી વળે ને આશ્રમને સુવાડી દે.

પુષ્પો અને પંખીઓની વાતો કરીએ ત્યારે બહારનાં શહેરીઓ હસી કાઢે, પણ શાંતિનિકેતનવાસીઓને મન તો એ નિકટનાં સાથીઓ છે. કુદરત સાથેનો એ તો રોજનો ગાઢ સંબંધ. પ્રભાત ઊઘડે ને મોગરાની કે બકુલની, પારિજાતની કે ચંપાની ફોરમ તમને વળગી જાય. ઘામ ધખતા બપોરે સુક્કા ચંપાની ફોરમ અને શિરીષનાં પાંદડાંનો ફફડાટ તમારી સાથે સોબત રાખી રહે. રાત ઊતરે ને નિશિગંધા અથવા રાતરાણીની મીઠી સુવાસ ફેલાઈ વળે. ચારેપાસ વૃક્ષો ને લતાઓ. ઋતુએ ઋતુએ ફૂલો બદલાય. પીળાં પાન ખરે ને લીલાં પાન આવે. મંજરીઓ મહેકે ને ઋતુએ ઋતુએ પંખીઓના નવા સૂરો સંભળાય. આપણાં શહેરોમાં તો ક્યારે કઈ ઋતુ આવે છે ને જાય છે તેનું ભાન પણ ન રહે, ત્યાં તો ગંભીર વિચારમાં બેઠા હો અથવા ઊંચાં ઊંચાં સાલવૃક્ષો નીચેની સાલમંજરીથી છવાયલી કેડી પરથી આંબાવાડિયાનાં પાંદડાં કચડતાં કચડતાં ચાલ્યા જતા હો, ને એકદમ પવનની સહેજ લહરી અડકીને તમને કહી જાય કે આ વસંત ને આ પાનખર, આ શિશિર ને આ ગ્રીષ્મ.

અને કવિવરે આ ઋતુએ ઋતુના ઉત્સવો યોજ્યા; વર્ષા, શરદ, હેમંત, શિશિર, વસંત અને ગ્રીષ્મ-એકેએક ઋતુના એકેએક નિતનવા સ્વરૂપને અનુરૂપ એમણે ગીતો રચ્યાં: અને એ ગીતોના સૂર અને તાલમાં એમનાં ઉચ્ચ હૃદય અને મનનાં સાચાં સંવેદન અને ઉચ્ચાર દેખાય છે.

એસો નીપબોને છાયા બીથિતોલે,
એસો કોરો સ્નાન નવધારા જોલે...

કે,

તૃષ્ણાર જોલ એસો એસો હે
કલકલ, છલછલ......

એ લીટીઓ ગુંજે ને વર્ષાનું માદક વાતાવરણ જામી જાય.

આજિ બોશોન્ત જાગ્રત દ્વારે...

ના રમતિયાળ સૂરો તમને વસંતના આહ્‌લાદક વાતાવરણમાં નાચતા કરી દે.

અને,

દારૂન અગ્નિ બાને રે...
શુષ્ક કાનન શાખે
ક્લાન્ત કપોત ડાકે
કરૂના કાતર ગાને રે...

કે,

ના...હિ રસ ના હિ...
દારૂન દાહન બેલા...

ગ્રીષ્મના ધગધગતા–ઊકળતા તાપમાંથી ઊઠતો આ પોકાર તમે એ ગીતો સાંભળો તો જ સમજાય.

અને આ ઋતુગીતો સિવાય જીવનની અનેકરંગી પળોના અનેકવિધ અનુભવોનો પ્રતિઘોષ પાડતાં અસંખ્ય ગીતો–એ ભંડાર ગમે તેટલો લૂંટો તોય અખૂટ છે, અનંત છે. એ ભંડારની લૂંટ જીવનમાં નવું ચેતન ને નવી પ્રેરણા રેલાવી રહે છે. ટાગોરનું સદેહી સાંનિધ્ય ભલે આજે નથી રહ્યું, અને શાંતિનિકેતન ભલે આજે અમારાથી દૂર રહ્યું, પણ એ ચેતન અને પ્રેરણાનો પ્રવાહ ચિરંજીવ રહેશે.

રવીન્દ્રનાથની સમગ્ર સાહિત્યસૃષ્ટિમાંથી મને તો એક જ પ્રધાન સૂર ઊઠતો લાગ્યો છે, અને તે બંધનમુક્તિનો. ઋતુગીતો હોય કે પ્રેમગીતો હોય, સામાજિક વાર્તાઓ હોય કે ફિલસૂફીનાં પ્રવચનો હોય, ઉપદેશ હોય કે આત્મનિરીક્ષણ હોય, કાવ્ય હોય, વાર્તા હોય, નાટક હોય, નિબંધ હોય કે પછી નિગૂઢ ચિત્ર-શિલ્પ હોય— સર્વત્ર આ એક જ ભાવ અને આ એક જ આદેશ ઊછળી આવે છે : બંધનમુક્તિ.

કવિવર ધરતીના પ્રેમી હતા ને મુક્તિના ગાયક હતા. ધરતી અનેક જાતનાં બંધનોથી ઝકડાયલી હતી, અને એને એ બંધનોમાંથી મુક્ત કરવાનો એક પ્રચંડ અહાલેક જાણે એમણે જગાવ્યો હતો. બંધનોથી એ કાયર બન્યા નહોતા.

જીવનની છેક છેલ્લી પળ સુધી એમણે ધરતી સાથેનો પોતાનો પ્રેમ ગાયો:

> મોરિતે ચાહિ ના આમિ સુન્દર ભુવને,
> માનવેર માઝે આમિ બાંચિબારે ચાઈ,
> એઈ સૂર્યકરે, એઈ પુષ્પિત કાનને
> જીવન્ત હૃદય માઝે યદિ સ્થાન પાઈ.
>
> ધરાય પ્રાનેર ખેલા ચિરતરંગિત,
> વિરહ મિલન કોતો હાસિઅશ્રુમય,—
> માનવેર સુખદુઃખે ગાંથિયા સંગીત
> યદિ ગો રચિતે પારિ અમર આલય.

એમની એ મનકામના સંપૂર્ણ રીતે ફળી, ને પોતે પોતાના જીવનથી સંપૂર્ણ રીતે સંતુષ્ટ થયા. અને જ્યારે મૃત્યુએ એમનાં દ્વાર ખખડાવ્યાં ત્યારે એમણે એને ભાવભર્યો આવકાર આપ્યો. જીવનલીલા સંકેલીને ફરીને નવીન પંથે ઊપડી જવાનો આનંદ એમની રગેરગમાં વ્યાપી ગયો.

When death comes and whispers to me
'Thy days are ended'
let me say to him, 'I have lived in love
and not in mere time'
He will ask, 'Will thy songs remain?'
I shall say, 'I know not, but this I know
that often when I sang,
I found my eternity:

આપણને સૌને તેઓ હિંમત આપતા ગયા.

મોર લાગિ કરિયો ના શોક,
આમાર રોયે છે કર્મ, રોયે છે વિશ્વલોક,
મોર પાત્ર રિક્ત હોય નાઈ,
શૂન્યેરે કરિયો પૂર્ણ, એઈ વ્રત બહિબો સદાઈ.

શાંતિનિકેતનના સ્વપ્નસૃષ્ટિના સ્રષ્ટા ચાલ્યા ગયા છે, તો યે સાહિત્યમાં એમની અમર સૃષ્ટિ રચાઈ ગઈ છે. એમનાં ગીતોના શબ્દો ગુંજતા હશે, એમનાં કાવ્યોનો કલરવ અવિરતપણે વધ્યા જ કરશે, એમની વાર્તાઓનાં પાત્રો માનવતાના અમર અને શાશ્વત બોલ બોલતા જ રહેશે

રવીન્દ્રનાથ નિત્યપથના પથિક હતા, તેઓ મહાયાત્રી હતા. એ મહાયાત્રાના એક વિનમ્ર યાત્રી બનવાનું ગૌરવ આપણે સૌ પામીએ. ગુરુદેવની વિદાયથી શાંતિનિકેતન રિક્ત નહિ બની જવું જોઈએ. શાંતિનિકેતનનો એકેએક અંતેવાસી—ભૂતકાળનો, અત્યારનો કે ભવિષ્યનો—ગુરુદેવના ચિરંતન ગાનનો ગાયક અને પ્રચારક બની રહેવો જોઈએ. વિદ્યાર્થીઓ આવશે ને જશે, અધ્યાપકો પણ આવશે ને જશે, પણ વિશ્વજ્ઞાન, વિશ્વસહકાર અને વિશ્વબંધુત્વનો જે દીપ અહીં ગુરુદેવને પુણ્ય હસ્તે જળવાયો હતો એ કદી પણ હોલવાઈ જવો ન જોઈએ. આપણે સૌએ આજે સાથે મળીને આ 'સ્મારકગ્રંથ' દ્વારા એ નિશ્ચયમાં આપણો પોતપોતાનો વિનમ્ર ફાળો આપીએ છીએ.



# સત્યમ્–સુંદરમ્

મૂળશંકર મોહનલાલ ભટ્ટ

મહાન વ્યક્તિઓનાં જીવન મહાકાવ્ય જેવાં હોય છે. મહાકાવ્ય આપણે વાંચ્યા જ કરીએ તેમ તેમ અંદરથી નવા ને નવા અર્થો, નવો ને નવો રસ, નિત્ય–નૂતનતાનું દર્શન થયા જ કરે છે. પણ તે કાવ્યની ભાષા, તેનું વ્યાકરણ, વગેરેનું પૃથક્કરણ કરવા બેસીએ એટલે આપણે મૂંઝાવાના. મહાપુરુષોની મહાનતા આપણા ઉપર એક એવી ભવ્ય અસર ઊભી કરે છે કે આમ શા માટે થાય છે, તે જોવા જેટલી સ્થિરતા, કે તટસ્થતા આપણે મેળવી શકતા નથી. કહો કે આપણી ભક્તિને તે રુચતું નથી.

હજુ ય એકાદ મહાન વ્યક્તિનાં ગુણગાન કરવાં સહેલાં પડે, પણ બે મહાન વ્યક્તિઓની તુલના કરવાનો વિચાર એ તો ફૂટની પટ્ટીથી આકાશ માપવા જેવો વિચાર લાગે છે. પણ ભક્તિથી ભરેલું મન સાચીખોટી સરખામણી કરવા તરફ પણ આકર્ષાય છે.

ગાંધીજી અને રવીન્દ્રનાથ એ ભારતવર્ષના ત્રણે ય કાળની એટલે કે ભૂત, વર્તમાન અને ભવિષ્યની બે આંખો જેવા લાગે છે. ભારતીય સંસ્કૃતિની કોઈ વિરાટ મૂર્તિની કલ્પના આપણે કરીએ તો તેની આંખોની જગ્યાએ આપણે આ બે મહાપુરુષોનાં દર્શન કરી શકીએ.

તો ય આ બન્ને વ્યક્તિઓના વ્યક્તિત્વમાં કેવી અને કેટલી ભિન્નતા દેખાય છે ? આ ભિન્નતાનું દર્શન તે બન્ને વ્યક્તિઓના જીવન-વિકાસમાંથી બહુ સુંદર રીતે જોવા મળે છે. ગાંધીજી કાઠિયાવાડના દેશી રાજ્યના એક સામાન્ય, ધ્યાન ન ખેંચે તેવા કુટુંબમાં પોતાનું જીવન શરૂ કરે છે. નાનપણમાં એવા કોઈ ખાસ બનાવો નથી કે જે તે કાળના માણસોને તેમની ગુપ્ત મહાનતાનું ઝાંખું પણ દર્શન કરાવે. બીકણપણું, શરમાળપણું, ઠોઠપણું, એ બધા ગુણદોષો એક સામાન્ય બાળકમા હોય છે, તે તેમનામા પણ હતા. તેઓ બહુ જ નાની ઉંમરે પરણ્યા, લગભગ બાળક ગણાય તેવી અવસ્થામાં એક બાળકના પિતા થયા. તે દરમિયાન સાચું બોલવું, ચોરી ન કરવી, વગેરે નીતિના ઉપદેશ પ્રત્યેનો આગ્રહ અલબત્ત જોવામાં આવે છે, પણ તે બીજાં બાળકોમાં નથી હોતો એમ નથી. મેટ્રિક થઈને તેઓ ઈંગ્લાંડ ગયા. ઈંગ્લાંડ જવું તે કંઈ મહાપુરુષ થવા માટેની તૈયારીનું પગલું નથી. અલબત્ત એ જમાનામાં ચુસ્ત વૈષ્ણવ કુટુંબમાથી વિલાયત જનારા ઓછા નીકળે, પણ ગાંધીજી પોતે પોતાની ઇચ્છાથી ઈંગ્લાંડ જવા તૈયાર થયા હતા, એમ નહિ; તેમને મોકલવામાં આવ્યા હતા. તેમણે ના ન પાડી એટલો જ તેમનો ફાળો ગણાય, એ તો કદાચ ના પાડવાની હિંમત ન હોય, તેમ પણ બન્યું હોય. ઈંગ્લાંડનું તેમનુ વિદ્યાર્થીજીવન પણ નીરસ જેવું દેખાય છે. માતાપિતાના ધાર્મિક સંસ્કારો, અને તે પ્રત્યેની ગાંધીજીની બળવાન શ્રદ્ધા એ બન્નેએ તેમને ઈંગ્લાંડના હિંદી વિદ્યાર્થીઓ માટે સામાન્ય ગણાતા એવા બે વ્યાધિઓ—દારૂ અને વેશ્યામાંથી બચાવ્યા, અને તેમાંથી તેમને બળ મળ્યું, એમાં શંકા નથી. વિદ્યાર્થીજીવન પછીનો તેમનો વકીલાતનો શરૂઆતનો કાળ પણ જ્વલંત નથી. ખોટા કેસો ન લેવાનો આગ્રહ, અને તે કારણે સહન કરવી પડેલી મુશ્કેલીઓ એ તેમાં મુખ્ય દેખાય છે.

દક્ષિણ આફ્રિકા ગયાના તેમના જીવનના એક અકસ્માતે તેમના જીવનમાં એક નવીન પ્રકરણ ઉમેર્યું એમ દેખાય છે. અંગ્રેજ લોકોએ કરેલ અપમાને તેમની નિર્બળતાનું સાચું ભાન કરાવ્યું. અને એની સાથે તેમની શક્તિનું ભાન કરાવ્યું, અને એમ લાગે છે કે દક્ષિણ આફ્રિકાના ટ્રેનના અને સગરામના મુસાફરીનો પ્રસંગ ન બન્યો હોત તો ગાંધીજી રાજકીય ક્ષેત્રમાં પડ્યા હોત કે કેમ, તે શંકાસ્પદ છે. જીવનના ધાર્મિક સંસ્કારો, સત્યનો આગ્રહ, અને પોતાના જ ભાઈઓની લાચાર સ્થિતિનું પોતાની સ્થિતિ ઉપરથી થયેલું ભાન, આ વસ્તુઓએ તેમના જીવનના રાજકીય અને ધાર્મિક બન્ને પ્રવાહોને ભેળવી દીધા. તેમનો સત્યનો આગ્રહ એ જીવનવ્યાપક બન્યો, ને ગુલામીના તીવ્ર ભાને તેમની ધાર્મિક વૃત્તિઓને નિષ્ક્રિય પડી રહેવા દેવાને બદલે પ્રવૃત્તિ–માર્ગી કરી દીધી. ગીતાના અનાસક્તિયોગે તેમને આમાં પ્રેરણા આપી.

જેમ જેમ ગાંધીજીના હવે પછીના જીવનપ્રવાહને આપણે જોઈએ છીએ તેમ તેમ તેમાં અનેક નવી પ્રવૃત્તિઓ જામતી જતી દેખાય છે. તેનો પટ વિશાળ થતો જાય છે, તેમ પૂર આવતાં દેખાય છે, ઘોધની ગર્જનાઓ પણ સંભળાય છે, નાનું બાળક પણ પડીને નાહી શકે તેવી સરળતા પણ તેમાં દેખાય છે. આમ તેમનામાં એક પછી એક આશ્ચર્યોની પરંપરા ઊભી થાય છે. વધારે આશ્ચર્ય એટલા માટે થાય છે કે તેમના જીવનમાં એવો એકેય 'ચમત્કારિક' પ્રસંગ નથી બન્યો કે જેમાંથી તેમની આ શક્તિના મૂળનો ખુલાસો મળી શકે. અને એ જ એક ચમત્કાર નથી? ગાંધીજીનું પૂર્વ–જીવન એક ગદ્ય જેવું શુષ્ક અને કાઠિયાવાડની ધરતી જેવું કઠણ છે. આપણને તેમની આત્મકથામાંથી એક પણ 'સ્ટંટ' જોવા મળતો નથી. આપણે ઠેઠ સુધી રાહ જોયા કરીએ કે હવે તો કંઈક ચમત્કાર આવવો જોઈએ, હવે તો ક્યાંક

ઈશ્વરદર્શનની કે કોઈ અદ્ભુત પરિવર્તનની વાત આવવી જોઈએ. પણ આ તો કોઈ વાણિયો પોતાનો ચોપડો લખતો હોય, તેવી રીતે પ્રસંગોનો હિસાબ નોંધતો જાય છે, તેમાં નથી આકર્ષક નમ્રતા કે ગર્વ, અને આખરે કહે છે કે આ તો સત્યના પ્રયોગો છે. જે મારે માટે શકય છે, તે બધાને માટે શકય છે! વળી ગાંધીજી ગોખલેને પોતાના રાજકીય ગુરુ માને, ટિળકને પૂજે, રામકૃષ્ણ પરમહંસના ચરણમાં બેસે અને પાછા લોકો તેમને પયગમ્બર માને. આમા કોણ સાચું? બન્ને સાચા.

બીજી બાજુ આપણે ટાગોરના જીવન તરફ નજર નાખીએ. ટાગોર–કુટુંબ જ જાણે આ દુનિયાની રેલગાડીમાં ત્રીજા વર્ગના ઉતારુઓના વચ્ચે બેઠેલા રાજકુટુંબ જેવુ લાગે છે. તે કુટુંબ જોતાં જ આપણને એમ થાય કે આમાથી સામાન્ય માણસ નીકળી જ ન શકે. ટાગોરના પિતા બંગાળના મહર્ષિ તેમના મોટાભાઈ એક કવિ અને સંત. અવનીન્દ્રનાથ ટાગોર જેવા કલાકાર પણ તે જ કુટુંબના. બંગાળના ઉચ્ચ સંસ્કારી કુટુંબોમાં ટાગોર–કુટુંબ મોખરે ગણાય.

ટાગોરે પોતાના બાલ્ય–જીવનમાંથી કાવ્યનુ ધાવણ પીધું હતું. કુદરતનો ખોળો તેમને માટે સદાય પથરાયેલો જ રહેતો. કુટુંબનું વાતાવરણ તેમની અને કુદરતની વચ્ચે વિક્ષેપ ઊભું કરે તેવું ન હતું. જે કંઇ હતું તે પ્રેરણા આપનારું જ હતું. વળી સદ્ભાગ્યે તેમને તે કાળની શાળાઓનું શિક્ષણ ન મળ્યું. જગતનાં કઠોર તત્ત્વોનો પરિચય ગાંધીજીને નાનપણમાં મળ્યો હતો, તે તેમને નહોતો મળ્યો. તેમને બીડી, માંસ કે ચોરીના બનાવોની વિટંબનામાંથી પસાર થવાનું નહોતુ. દુઃખની, દુર્ગુણોની ઝેરી તોફાની હવાના સપાટાનો આ કોમળ છોડને સ્પર્શ થયો નથી.

પણ આવા વાતાવરણમા ભયસ્થાનો હોય છે, એટલું જ નહિ, પણ તે જેટલાં ગુપ્ત તેટલાં જ ભયંકર હોય છે. આપણામાં

દેવીના ઉપાસકોને માટે એમ કહેવાય છે કે તે ઉપાસકોને ઉપાસના દરમિયાન એક એવી અવસ્થા આવે છે કે જે વખતે દેવી તેને અત્યંત રૂપવતી–સુંદરીના આકારે દર્શન દે છે. તે વખતે ઉપાસકના હૃદયમાં દૈહિક આકર્ષણનું તોફાન જાગે છે. તે અવસ્થા જો તે વટાવી ગયો તો તેનો બેડો પાર થાય છે; નહિ તો તે ત્યાં જ ડૂબે છે.

ટાગોરની મહાનતાનું પહેલું દર્શન ત્યાં થાય છે. તે સૌંદર્યની ઉપાસનાને 'સત્ય' અને 'શિવ' સાથે જોડી શક્યા એમના પોતાના જીવનમાંના નાનામાં નાના આઘાતકારક પ્રસંગોને પણ જગતના માનવીઓના ધબકતા હૃદયના આઘાતો સાથે સાંધીને તેની સાથે એક મમતા સાંધી શક્યા, અને તેમની સૌંદર્યની શોધ તેમને જગત્‌ના દૈહિકમા રહેલા સૌંદર્યથી જ ન અટકતાં જગત્‌ના દુઃખમાં, તેની કઠોરતામાં, તેનાં પાપોમાં, તેના ઇતિહાસમાં એ સર્વમા રહેલ ગૂઢ સૌંદર્યને પારખવા સુધી પહોચી. અને એ શોધે તેમને 'સત્ય'-માં રહેલ પરમ સૌંદર્યનું દર્શન કરાવ્યું. અને એ સૌંદર્યને તેમણે એવાં જ સૌંદર્યોથી ભરપૂર વાણી–સંગીત દ્વારા વ્યક્ત કર્યાં.

જો આમ ન બન્યું હોત તો તે વાણીના ઉપાસક એવા મહાકવિ થાત, પણ તે કવિકુલગુરુ ટાગોર તો ન જ થાત. કવિ માટે સામાન્ય રીતે એવુ બનતુ આવ્યું છે કે તેના જીવનમાં કેટલીએક 'ભવ્ય' ક્ષણો આવી જાય છે. તે વખતે તેનું હૃદય, આખું ચિત્તતંત્ર એક એવી ભૂમિકાએ પહોંચે છે કે તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ, અને વિશાળમાં વિશાળ ભાવોને ઝડપી લે છે, અને પ્રગટ કરે છે. પણ તે ક્ષણો ગયા પછી તેનામાં અસાધારણ એવું કોઈ તત્ત્વ દેખાતું નથી. જાણે કે એક પતંગ ઊંચે ચડીને પાછો નીચે આવી ગયો. ટાગોરને માટે એમ નથી. તેનો કાવ્યપ્રવાહ જોતાં એમ લાગે છે કે આ કોઈ પતંગના ઉડ્ડયનો નથી પણ નગાધિરાજ હિમાલયમાંથી નીકળતો ગંગાનો પ્રવાહ છે. એ કાવ્યપ્રવાહથી પણ ઉચ્ચતર,

ભવ્ય, વિશાળ લાગે છે. એ ઊંચાઈએથી ગંગા જ વહી શકે. એટલું નહિ, પણ ગંગા વહેવી જ જોઈએ, એમ આપણને લાગ્યા વગર રહે નહિ. તે પતંગની જેમ થોડો વખત ઊંચે ચઢીને વિશ્વદર્શનની ઝાંખી નથી કરી આવતા. પણ પૃથ્વીના માનદંડની જેમ સતતપણે વિશ્વનું, વિરાટ માનવતાનું, જગતના સનાતન સત્યોનું દર્શન કર્યા જ કરે છે, અને એમાંથી વાણીરૂપે ધોધમાર છતાં હિમાલયની ભવ્યતાના પ્રમાણમાં અલ્પ એવો પ્રવાહ વહ્યા જ કરે છે. આમાં જ ટાગોરની મહાનતા છે.

હિન્દુધર્મમાં મનુષ્યને સંપૂર્ણત્વ પ્રાપ્ત કરવા માટેના જુદા જુદા જે માર્ગો બતાવવામાં આવ્યા છે, તે પ્રમાણે કર્મમાર્ગ, ભક્તિમાર્ગ, જ્ઞાનમાર્ગ, યોગમાર્ગ, વગેરેમાંથી એકનો આશ્રય લઈને માણસ પોતાનો આધ્યાત્મિક વિકાસ સાધી શકે છે, કયો માણસ પોતાને માટે કયો માર્ગ પસંદ કરે છે તે તેના સંસ્કારોથી ઘડાયેલા સ્વભાવ ઉપર આધાર રાખે છે. કેટલાક મનુષ્યો સ્વભાવથી પ્રવૃત્તિશીલ હોય છે, કેટલાક મનુષ્યો સ્વભાવથી ચિંતનશીલ હોય છે, કેટલાક કલ્પનાશીલ હોય છે, કેટલાક લાગણીપ્રધાન હોય છે. કોઈપણ પ્રકારના સ્વભાવને માટે સંપૂર્ણ વિકાસનો અવકાશ છે. પણ સંપૂર્ણત્વની જેમ જે સનાતન અને સર્વમાન્ય ભૂમિકાએ છે, તે ભૂમિકાએ તે બધા ય અનેકમાં એક અને એકમાં અનેક રૂપે દેખાય છે. ગાંધીજી અને ટાગોર જુદા જુદા સ્વભાવભેદે ઊભા થએલા માર્ગોએથી નીકળીને જાણે એક જ ધ્યેય તરફ ધસતા દેખાય છે. વેદાંતની ભાષામાં બોલીએ તો ગાંધીજી કર્મમાર્ગી છે, અને ટાગોર ભક્તિમાર્ગી છે. એનો અર્થ એમ નથી કે ગાંધીજીમાં ભક્તિ નથી, કે ટાગોરમાં કર્મશીલતા નથી. ભક્તિનો અર્થ એ કે મનુષ્ય લાગણીઓને વધારે ને વધારે શુદ્ધ અને સૂક્ષ્મ કરતો કરતો આગળ વધે, અને તેમ કરતાં કરતાં જીવનનાં બીજાં પાસાંઓ કર્મ વગેરેને પણ અનિવાર્યપણે હાથમાં લે.

બીજી વાત ગાંધીજીનો કોઈ પણ ચિત્તવ્યાપાર, કોઈ પણ વિચાર, કોઈ પણ લાગણી કાર્ય દ્વારા જ મૂર્ત થાય છે. ક્રિયાશૂન્ય લાગણી, ક્રિયાશૂન્ય ભાવના, ક્રિયાશૂન્ય ભક્તિ એ તેમના સ્વભાવમાં જ નથી. તેમના માનસતંત્રની રચના જ એવા પ્રકારની છે. અહિંસાના સનાતન સિદ્ધાંતને તેમણે સક્રિય, વિધેયાત્મક સ્વરૂપ આપ્યું, તે તેમનો પયગમ્બર તરીકેનો મોટામા મોટો ફાળો છે. પ્રભાતના વાતાવરણમાંથી પ્રગટ થતા પક્ષીઓના કિલકિલાટનું સંગીત તેઓને ગમતું નથી એમ નથી, પણ તે પહેલાં ગરીબોની ઝૂંપડીમાંથી નીકળતા ભૂખ્યાં બાળકોનો રુદનસ્વર તેમના કાન ઉપર પહેલો પડે છે. તેમની લાગણી કોઈ કવિ કરતાં ઓછી હલી ઊઠે છે એમ નથી, પણ તે લાગણીઓના મંથનનું પરિણામ કાર્યમાં જ આવે છે, અને વાણી જાણે કે તેની પાછળ પાછળ ચાલે છે. આથી જ તેમના વાક્યેવાક્યની પાછળ કાર્યોનું પ્રચંડ ઊભેલું બળ છે. આથી જ ગાંધીજી શું બોલે છે તે તરફ તેમના સાથીઓ અને વિરોધીઓ એકસરખી આતુરતાથી જોઈ રહે છે.

મને લાગે છે કે ગાંધીજીના બાળપણના સત્ય બોલવાના આગ્રહમાંથી તેમને સત્યના પરમ તત્ત્વને પ્રાપ્ત કરવાનો નાદ લાગેલો છે. અને આથી જ તેમણે જ્યાં જે પ્રકારનું અસત્ય—રાજકીય, સામાજિક—જોયું ત્યાં તેની સામે ઝઝૂમ્યા, અને 'સત્યનું સુવર્ણમય પાત્રથી ઢંકાયેલું મુખ' તેમણે જોયું.

આ સત્યમાંથી જ તેમને અહિંસાની સાધના લાધી. અહિંસા એ પ્રેમનું જ બીજું પાસું છે, એમ તેમણે જોયું, અને તેમનો પ્રેમ વિશ્વવ્યાપી બનતો ગયો, તેમ તેમ જગતના માનવીના અંદરનાં સનાતન તત્ત્વો તરફની તેમની દૃષ્ટિ વિરાટ્ બની. તેમણે પોતાની જાતને વિશ્વમાં સમાવી. વિશ્વને પોતાની જાતમાં સમાવ્યું. આપણે આગળ જોઈ ગયા કે ટાગોર પણ પોતાની સૌંદર્યસાધનામાંથી

આ ભૂમિકાએ પહોંચ્યા. ગાંધીજી સત્યનાં દર્શનની ઝંખનામાંથી આ ભૂમિકા પામ્યા.

ગાંધીજી અને ટાગોરની જીવનદૃષ્ટિ–તત્ત્વજ્ઞાન એકસરખાં છે. બન્ને આત્મબળને મહાન શક્તિ માને છે. ઈશ્વર જેવા પરમતત્ત્વ ઉપરની શ્રદ્ધા બન્નેની સરખી છે. આર્યસંસ્કૃતિનાં ઉદાત્ત તત્ત્વો પર બંને સરખા મુગ્ધ છે. તોપણ જીવન જીવવાની બન્નેની રીતમાં ફરક છે; અને તેનું કારણ મેં કહ્યું તે પ્રમાણે એક કર્મમાર્ગી છે, અને બીજા ભક્તિમાર્ગી છે. એ સ્વભાવગત ભેદ મનુષ્ય પ્રયત્નથી થોડો ઘણો દૂર કરી શકે છે, પણ સદંતર ફેરવી શકતો નથી. ફક્ત એટલું જ થઈ શકે કે દરેક પોતપોતાને મળેલી અથવા પોતે મેળવેલી શક્તિઓને પોતાના સ્વભાવને અનુકૂળ માર્ગે વધારેમાં વધારે શ્રેષ્ઠ લોકકલ્યાણાર્થે વાપરે. એ દૃષ્ટિએ જોઈએ તો બન્નેએ પોતપોતાના ક્ષેત્રમાં માણસથી આપી શકાય તેટલું સર્વસ્વ આપ્યું છે.

દુનિયામાં બે પ્રકારના માનસભેદો રહેવાના છે. એક માનસ કર્મશીલ હશે, બીજું માનસ ઊર્મિશીલ હશે. આ બન્ને માનસને માટે જીવનમાં ઉચ્ચતમ કક્ષા પામવા માટેની પ્રેરણા આપનાર આ બે મહાન વ્યક્તિઓ છે. "સ્વે સ્વે કર્મણ્યભિરતઃ સંસિદ્ધિં લભતે નરઃ" આ ગીતાવાક્ય આ અર્થમાં સાચું પડે છે.

આ બે મહાન વ્યક્તિઓનું કરેલું આ દર્શન સર્વાંગ દર્શન નથી. અને તેથી અપૂર્ણ છે. પણ તેનું કારણ તો એ કે આવી વ્યક્તિઓનું સંપૂર્ણ દર્શન કરતાં પહેલાં આપણે તેમની ભૂમિકાની વધારેમાં વધારે નજીક જવું પડે છે. સૌંદર્ય પામતાં પહેલાં સૌંદર્ય બનવું પડે છે, તેમ અહીં પણ છે. અહીં તો આપણે વધારેમાં વધારે એટલું જ કહી શકીએ કે આ ભારતની અને દુનિયાની બે મહાન તેજસ્વી જ્યોતિ–સૂર્ય અને ચંદ્ર–પાસેથી ચેતન, હૂંફ, શીતળતા, ગરમી, એ બધું શક્તિ પ્રમાણે પ્રાપ્ત કરવા પ્રયત્ન કરીએ.

# ૧૦
# કવિ ઠાકુર

દર્શક

કવિ એ નથી મોટો જોદ્ધો કે નથી જબ્બર શાસ્ત્રજ્ઞ. લક્ષ્મી તો ઘણી વાર સરસ્વતી જોડે સપત્નિક ભાવ હોય તેમ તેનાથી આઘી જ ભાગ્યા કરે છે. રાજશાસનથી તો એ પોતે જ બહુ અંશે દૂર રહે છે ત્યાં સિંહાસનારૂઢ થવાની તો વાત જ શી! છતાંય લોકહૃદય શામાટે એના જન્માવસરે મંગલોત્સવ ઊજવે છે? એના અવસાનકાળે શા સારુ અંતરનો સગો ગયા જેવી મર્મવ્યથા અનુભવે છે?

ઋષિઓએ કહ્યું છે કે સત્યને કોઈની સહાયની જરૂર નથી. શાસનના દંડ કે લક્ષ્મીની મોહિનીની સહાય સિવાય તે પોતે વિચરે છે. શાસનદંડ કે લક્ષ્મી સત્યની ચરણરજ લેવા તરીકે આવી શકે છે પણ સત્ય તો પોતાના પર જ ચાલે છે ને વ્યાપે છે. કવિનો મહિમા એ ઋષિવાક્યને જ ચરિતાર્થ કરે છે. કાળ, સીમા, સંસ્કાર ને વાણીથી વિભક્ત થયેલાંને એ સ્વયંસામર્થ્યે સાંકળે છે. રાજવીઓની તલવારો ભલે સીમાડાઓ ચીર્યા કરે. ને લક્ષ્મીમૂઢોની વ્યાપાર–જાળ ભલે spheres of influncesના વાડાઓ બાંધ્યા કરે. કવિ તો એ બધાંને સાંકળ્યા જ કરશે; એ તો જ્યાં સુધી આ વિરાટ વિશ્વમાં અભેદ નહિ પ્રવર્તે ત્યાં સુધી એની વિવિધ સામગ્રી-

ને છટા દ્વારા બતાવ્યા જ કરશે કે "જે અહીં છે તે ત્યાં જ છે ને ત્યાં છે તે જ અહીં છે." લોકો પણ આ કાળ, સીમાં, સંસ્કાર ને વાણીના ભેદો સાંકળતી એ પુણ્યકથા એમને મોંએ સાંભળ્યા કરવાના. એમના કથને રાચશે, રડશે ને એમના કાવ્યમય થવા ઝંખશે. કારણકે એની વાણીએ જ એમને એમનું સાચું રૂપ દેખાડયું હોય છે.

લક્ષ્મી, કીર્તિ, ભોગ ને વિવિધ પ્રકારના અહંભાવ આ બધાં સ્થૂળ આવરણો નીચે દબાયેલ, વિકૃત થયેલ ચિત્તને તેના સમગ્ર રૂપરાશિ સાથે કવિ સૌની પાસે પ્રત્યક્ષ કરે છે. કહે છે: 'કોઈ દરિદ્રી નથી.'

માનવીનું આતમપંખી એના નાના પિંજરામાંથી બહાર આવવા માટે ફડફડતું હોય છે. એને વિશાલ, વિશાલ, વધુ વિશાલ થવું છે પણ જાતિ, કુલ–વર્ણ, ભૂગોળ ને કાળનાં કેટલાં ય કૂંડાળાં એને અલગ ને અલગ રાખ્યા કરે છે. કવિ તેને એક ક્ષણમાં ગ્રોસદેશની સમુદ્રતટની અંગૂર–વાડીઓમાં તો ઘડી પછી ઋગ્વેદકાલીન જાનપદ સભામાં લઈ જઈ શકે છે. નદીનો ઘાટ, રસ્તા પર રઝળતો પત્થર, શેરીની ધૂળ ને શરીરશાસ્ત્રના અભ્યાસખંડમાં લટકતું કંકાલ બધાં જ એના માયા–મંત્રના જોરે જાણે આપણા નજીકના સંબંધી, આપણાં અંગભૂત દ્રવ્યો બની જાય છે. એમની વેદના, એમના આનંદો, નિરાશા, પ્રહસનો બધું જ જાણે આપણામાં અવતરે છે. જાણે વિધાતા કવિની વાણી દ્વારા આપણને ઘડી રહી હોય છે. આપણી વાણી બદલાય છે, આપણાં સ્વપ્નાં બદલાય છે, આપણી સંસ્કારિતા, આપણું સમગ્ર ચિત્ત જાણે બદલાઈ જાય છે.

ને આવા થવામાં નથી કરવી પડી આપણે કઠોર તપસ્યા કે નથી જરૂર પડતી કોઈ નિગૂઢ તત્ત્વચિંતનની. સમભાવી હૃદયની એક જ સામગ્રી સાથે કવિની સંનિધિમાં જનાર લોકહૃદય એકી સાથે બૃહત ને મહત બની જાય છે. તે કવિનો મહિમા છે.

આવા જનગણપથપરિચાયક, ઐક્યવિધાયક કવિની એક જ પ્રાર્થના હોય છે—

મુક્ત કરો હે સબાર સંગે મુક્ત કરો હે બંધ
અંતર મમ વિકસિત કરો
અંતરતર હે!

આવા કવિને મૃત્યુનો ભય નથી હોતો કારણકે એ તો મૃત્યુને ય કાવ્યનો વિષય લેખી ક્યારનોય એને પીને ગાઈ ચૂક્યો હોય છે; તે સિવાય એ કાળના સીમાડા એળંગે કઈ રીતે? જે કાળને સ્વીકારે છે તેને મૃત્યુનો ભય છે. કવિ તે અતીતકાળનો પ્રતિનિધિ છે. એ તો કહે છે. "And because I love this life, I know I shall love death as well. The child cries out when from the right breast, the mother takes it away, in the very next moment to find in left one its consolation."

છતાં કોઈ કોઈ કહે છે કવિ તે કર્મયોગી નથી. જાણે કર્મ તે કોથળામાં ભરી ભરી બંદરની ગોદીએ વહાવવાનો કોઈ માલ હશે. લક્ષ્મીના ગજે માપનારાને સરસ્વતી નિરાભરણા લાગે તેમાં નવાઈ નથી.

પણ સંપત્તિનું જે દાન કરે છે તેના કરતાં ય જે શ્રદ્ધાનું દાન કરે છે તે મહાદાતા છે કારણકે જે હાથ સર્જે છે તેને તો કાળ ભાંગે છે પણ હૈયું જે બાંધે છે તે તો કાળના પ્રવાહમાં ય અક્ષત રહે છે.

ગુરુદેવ આવા મનીષી હતા. એમની વાણી સર્વકાલીન ને સર્વદેશીય સંપત્તિ છે. એની ઉપાસના મંગલને જન્મ આપશે જ.

# ૧૧

# વૈજ્ઞાનિક કળાકાર

**હરભાઈ ત્રિવેદી**

કવિવર ટાગોર મૃત્યુ પામ્યા તે દિવસોમાં બંગાળના છાપાવાળાઓએ છાપ્યું હતું કે દુનિયાનો સર્વશ્રેષ્ઠ કવિ આજે ગુજરી જાય છે. બંગાળી લોકોની સામાન્ય ટેવ અતિશયોક્તિ કરવાની છે એમ મને ઘણા વખતથી લાગ્યું છે. કવિવર ટાગોરની બાબતમાં પણ આ ઉક્તિને અતિશયોક્તિ જ ગણી શકાય, તેવી છાપ પહેલવહેલી મારા મન ઉપર ઊઠી. પરંતુ એક પ્રથમ પંક્તિના હિંદી તરીકે હિંદની સંસ્કૃતિનું ગૌરવ વધારવામાં ગુરુદેવે પોતાનો જે ફાળો આપ્યો છે, તેનાથી હું મુગ્ધ થયેલો હોવાથી એ અતિશયોક્તિ પણ મને પસંદ પડી. મારા મનનો એ ભાવ બદલાઈ ન જાય અથવા તો નાબૂદ ન થાય ત્યાં સુધી એના ઉપર ચાલ્યા કરતા વિચારોને હું રોકી શક્યો નહિ. ગુરુદેવના મૃત્યુ પછીના પાંચ–પંદર દિવસોમાં એક પ્રથમ પંક્તિના પ્રતિભાશાળી સર્જક તરીકેની દુનિયાના બીજા સર્જકો સાથે સરખામણી કરવાના મારા મોહને હું રોકી શક્યો નહિ. હું ઉચ્ચ અભ્યાસ કરતો હતો ત્યારે અને ત્યાર પછી કવિઓ અને સાહિત્યસર્જકોનો પરોક્ષ પરિચય સાધવાની મથામણ કરેલી. એ મારી મથામણ મને આ વખતે કામમાં આવી. મારી નજર આગળ આપણા દેશના અને પરદેશના પ્રથમ પંક્તિના સર્જકો તરવરવા લાગ્યા. સરખામણી તરફ તો હું ઢળેલો જ હતો એટલે મારી વિચારસરણીનો પ્રધાનસૂર તુલનાત્મક બની ગયો. પ્રથમ પંક્તિના સર્જકનું પ્રધાન લક્ષણ

એની મૌલિકતામાં રહેલું હોય છે. આપણા પુરાણમાં એક ઉક્તિ છે કે વ્યાસોચ્છિષ્ઠમ્ જગત્ સર્વમ્ અને તેમ છતાં ય પ્રતિભા-શાળી સર્જકો જીવનમાં નવીન પ્રકાશ રેડે તેવાં સર્જનો સમાજને આપતાં અટક્યા નથી. હું વિચારે ચડી ગયો.

કાવ્ય, પછી તે નાનું હોય કે મોટું, વાંચનારને આનંદ, સંતોષ અને તાદાત્મ્યની ઊર્મિમાં ગરકાવ કરી દે છે. ઉત્તમ પંક્તિના કાવ્યનું એ લક્ષણ રહે છે. વાંચનારે ઘણાંયે કાવ્યો વાંચી નાખ્યાં હોય છે, ઘણા કવિઓમાં નવીનતા અને મૌલિકતા હોય છે. આ વિચાર આવતાંની સાથે જ કવિવર ટાગોરના કાવ્યને હાથમાં લીધું. મને લાગ્યું કે એમના કાવ્યની પ્રતિભામાં કોઈ એક એવું અનોખું તત્ત્વ છે કે બીજાના કાવ્યમાં ભાગ્યે જ જોવામાં આવે. આ તત્ત્વ શું હતું? બે લીટીનું કાવ્ય હોય કે બસો લીટીનું કાવ્ય હોય પરંતુ એ કાવ્યના શબ્દો કે તેની રચના તેમાંથી ફલિત થતા ભાવોની મર્યાદાને તોડીને બીજાં અનેક ઉન્નત શિખરો ઉપર વાંચનારને ઉપાડી જઈ શકે છે. કવિવરનું કાવ્ય આનંદ જરૂર આપે પરંતુ ઊંચે ને ઊંચે દોડાવ્યા કરીને જ. અને જેમ જેમ તમે ઊંચા ચડો તેમ તેમ તમારી દૃષ્ટિમર્યાદા જૂના આંકને છોડ્યા વિના રહી શકતી નથી. ઊર્ધ્વગમન જાતે જ દૃષ્ટિમાં વિશાળતા પ્રેરે છે અને વિચારમાં સૂક્ષ્મતા આણે છે. ગુરુદેવનું કાવ્ય વાંચીને તમે આ ભાવ અનુભવ્યા વિના રહી શકો નહિ. કાવ્યનું વસ્તુ, એની શૈલી કે એના શબ્દો, સ્વનિર્મિત સ્થૂળ ભૂમિકાને છોડીને તમને ક્યાં ને ક્યાં ઊડતા કરી શકે છે. પુસ્તક તમારા હાથમાં સ્થિર પડ્યું રહે અને તમે એ કાવ્યસૃષ્ટિની મદદ વડે કેટલાયે અનુપમ ક્ષેત્રોમાં ઘૂમવા લાગો. એમ પણ બને કે તમારા કલાકો આમ જ નીકળી જાય અને તેની કશી ખબર પડે નહિ.

ઘણી વાર એવું પણ બને છે કે ઊર્મિલ ભાવનાઓ દ્વારા, પ્રતિભાની પ્રતીતિ ન પણ થાય અને સર્જકને ઓળખવા માટે

એમના બીજા પ્રયાસો તરફ વળવું પડે. સહેલો અને સુગમ પ્રયાસ નાટકો, વાર્તાઓ કે નવલોમાં મૂર્તિમંત થતાં પાત્રોનો પરિચય સાધવાનો હોય છે. ગુરુદેવનાં તેવાં લખાણો ઉપર નજર નાખવામાં શી વાર લાગે ? ટૂંકી વાર્તાઓ હાથમાં લીધી, નાનાં નાટકો વાંચવા માંડ્યાં. મનમાં જે વસ્તુ સત્ય સ્વરૂપે દેખાવા લાગી હતી તે વધારે ને વધારે પાકી થઈ. એમનાં પાત્રોને તમે જુવો એટલે જે અનુભવ એમનાં કાવ્યો દ્વારા તમને થયો હોય તે જ અનુભવ, પરંતુ વધારે સ્થૂળ સ્વરૂપે એનો ઉપભોગ થઈ શકે તેવી નીતિએ એમનાં પાત્રોની ઓળખાણ દ્વારા આપણે કરી શકીએ. ભલેને એ પાત્રો એકબીજાથી તદ્દન ભિન્ન હોય પરંતુ એ બન્ને સાથે તાદાત્મ્ય સાધવાનું વાંચનારને મન થઈ જાય એવું વાતાવરણ કવિ ઊભું કરી દઈ શકે છે. વાંચનારને એક ભૂમિકા ઉપરથી બીજી ભૂમિકા ઉપર ઘણી જ સિફતથી ખેંચી જાય છે. રૂઢ, આસ્તિક, નાસ્તિકતાથી ભરેલાં પાત્રોની સાથે અભેદ અનુભવવા લાગે છે. પુરુષને સ્ત્રીમય બની જતાં અને સ્ત્રીને પુરુષમય બની જતાં શરમ લાગતી નથી. પુણ્યશાળી તમારું માન મેળવે છે તો પાપાત્મા તમારા હૃદયના આદરને પાત્ર બને છે. આપણે દિગ્મૂઢ થઈ જઈએ છીએ કે કવિવરની કઈ શક્તિ આ એકમાંથી અનેકને જન્માવી શકે છે ! તથા અનેકની સાથે એકરૂપતા સધાવી શકે છે ! જરા ઊંડા ઊતરીએ અને આપણને એ દર્શન વધારે સ્પષ્ટ થવા લાગે છે. માનવી વ્યક્તિ તરીકે અનેકરૂપી હોવા છતાં બધા ભેદો ભૂંસી નાખીને આંતરબાહ્ય એક બનવાના પ્રયત્નો કરતો હોય છે. માનવીના મનના ઊંડાણમાં સફળ અવગાહન કરનાર વૈજ્ઞાનિક કળાકાર જ માનવજીવનના હાર્દને પકડી પાડી શકે છે. કવિવર કળાકાર છે એટલું જ નહિ પરંતુ વૈજ્ઞાનિક કળાકાર છે. એમની સફળતાની એ જ ખરી ચાવી છે.

એવા આર્ષદૃષ્ટિવાળા તથા આધુનિક વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા વિશ્વકળાકારને આપણા સૌનાં વંદન હો.

# ૧૨
# મૃત્યુની નિબિડ ઉપલબ્ધિ

**જયંતીલાલ આચાર્ય**

શ્રાવણી પૂર્ણિમાનો એ પવિત્ર દિવસ હતો. તે દિવસે આર્ષ-મુહૂર્તમાં મારા એક સહૃદય યુવકમિત્રે આવીને અશ્રુપૂર્ણ નયને મને જણાવ્યું કે એ તો ગયા,...ગુરુદેવ ગયા! ગુરુદેવના પ્રત્યક્ષ પરિચયથી, તેમના મૌલિક સાહિત્યથી અપરિચિત એ વિદ્યાર્થીના હૃદયનો શોકભાર, તેના કંઠનો ડૂમો અનુભવતાં મને લાગ્યું કે ગુરુદેવ તો ક્યાંય નથી ગયા, એ તો આ રહ્યા,–તેના અંતરના અંતરમાં, તેના હૃદયની શૂન્યોપલબ્ધિમાં. એ તો ગયા સદેહે, પરંતુ વિરાજમાન છે વિદેહે પ્રત્યેક જાગ્રત માનવના અંતરલોકમાં,–જ્યાં છે અંતરદેવતાનું સિંહાસન, જ્યાં થઈ રહ્યો છે અનાહત નાદ '**એ અનાગત, એ અનાહત**'ના મિલનને માટે.

એ અનાગતે, અનાહતે મારી હૃદયવીણા છેડી અને તેના તાર ઝણઝણવા લાગ્યા. અંતરમાં કોઈ અવર્ણનીય બેચેની થવા લાગી, કોઈ અગમ્ય શૂન્યતા સ્થપાવા લાગી. આંખો મીંચીને અંતરમાં જોયું તો ત્યાં દીઠી ગુરુદેવની ઝળહળતી પ્રાણપ્રતિમા,–એ તુષારશુભ્ર દાઢી, લલાટ પર રમતી રમતી તાલે તાલે ઊંડાણના ઘેરા વિષાદમાં દોરી જતી રેખાઓ, જીવનની અસંખ્ય ભ્રમણાઓ પર અટ્ટહાસ્ય નિર્ઝરતાં શિવનયનો અને અસીમનું આહ્વાન કરતો એ કોમળ મંદ્ર ધ્વનિ:

एइ लभिनु संग तव सुंदर, हे सुंदर।
पुण्य होलो अंग मम, धन्य होलो अंतर,
सुंदर, हे सुंदर॥

(આજ પામ્યો સંગ તવ, સુંદર, હે સુંદર!
પુણ્ય થયાં અંગ મમ, ધન્ય થયું અંતર,
સુંદર, હે સુંદર!)

એ ક્ષણિક તંદ્રામાંથી જેવો જાગ્યો તેવો એક બંગાળી પદ્યબંધ મારી દૃષ્ટિ સમક્ષ તરતો જોયો. તરત જ મેં તેને લિપિબદ્ધ કરી લીધો,—

मृत्युके तुमि चेयेछिले सदा,
मृत्युके तुमि जेने छो।
मृत्युर आजि अमृतधारा
हृदयमाझारे पेये छो॥

विश्वेर तुमि गेये छो दरद,
(से) दरदेर रस दिये छो।
से रसेर माझे रसमय तुमि
समरस आजि होये छो॥

"મૃત્યુને તમે સદાય ઝંખ્યું છે, તેને આજે તમે જાણ્યું છે, તેની અમૃતધારા તમે આજે હૃદયમાં પામ્યા છો. તમે વિશ્વનું દર્દ ગાયું છે; અને તે દર્દના રસનું તમે દાન કર્યું છે. આજે તે રસમાં રસમય થઈને તમે સમરસ બન્યા છો."

આજે એ વર્ષના ગાળા પછી જ્યારે શાંતચિત્તે એ ક્ષણમાં આપમેળે પ્રગટેલા વેદનાના આવિર્ભાવનો વિચાર કરું છું ત્યારે લાગે છે કે તેમના જીવનનું અંતસ્રોત તેમાં પ્રગટવા પામ્યું હતું. પાછળથી જોયું તો તેમની પોતાની જ વાણી તે વિષે મને મળી

આવી. તેઓ જણાવે છે: "જેઓ મારા કાવ્યનું મનન કરતા હશે, તેઓ ખરેખર જાણી શકતા હશે કે આ મૃત્યુની નિબિડ ઉપલબ્ધિ મારા કાવ્યની એવી એક વિશેષધારા છે, જેનો અનેક રીતે મારી વાણીમાં પ્રકાશ થયો છે." તેનો પ્રથમ ઉદ્ભવ થયો નીચેની બે લીટીઓમાં—

मरिते चाहि ना आमि सुंदर भुवने।
मानवेर माझे आमि बाँचिबारे चाहि॥

(મરવાને ચાહું ના આ સુંદર ભુવને;
માનવોની માંહ્ય ચાહું જીવવા સદાય.)

આ ધારા માત્ર તેમનાં કાવ્યોમાં જ નહિ, પરંતુ તેમનાં બધાં ય લખાણોમાં એક યા બીજી રીતે, ગુપ્ત કે પ્રગટ ભાવે, જોવામાં આવે છે. અહીં આપણે તેમનાં કાવ્યોમાંથી કેટલાંક ઉદાહરણો લઈએ.

हंस जेमन मानसयात्री,–तेमनी सारा दिवसरात्रि!
समस्त प्राण उडे चलुक् मरणपरपारे॥

(હંસ જેવો માનસયાત્રી, તેવો આખી દિવસરાત્રિ
સમસ્ત પ્રાણ ઊડ્યો જાય મરણની પેલી પાર.)

એક ઠેકાણે વળી તેઓ જણાવે છે: "જેમ ચાલવાનાં અંગ છે પગ ઉપાડવો અને પગ મૂકવો, તેમ જન્મ અને મૃત્યુ એ બે મળીને જીવનનો તાલ રચાયો છે."

વળી, "હે મૃત્યુ! જો તું શૂન્યમય હોત, તો જોતજોતાંમાં આ બધું જ વિલીન થઈ જાત. તું તો છે પરિપૂર્ણ રૂપ, તારે ખોળે આ ચરાચર જગત એક શિશુની માફક નિત્ય ખેલે છે."

'મૃત્યુમાધુરી'માં કવિ કહે છે: "હે મધુર મૃત્યુ! આ જે નીલાંબર છે, એ શું તારું અંતઃપુર છે! આજે મનમાં થાય છે કે જાણે આ શ્યામલા ભૂમિ, આ વિપુલ કોમળ શય્યા તેં જ

પાથરી છે. જળે-સ્થળે વર્ષાની લીલા,-આ શાંતિ, આ લાવણ્ય, એ બધું તારું છે. મનમાં થાય છે કે તારા મિલન વિના આ વિશ્વભુવનમાં હું અત્યંત ક્ષુદ્ર છું. પ્રશાંત કરુણાભર્યાં નયનથી, પ્રસન્ન અધરામૃતની મીઠાશથી સર્વ ચરાચરમાં તું મને હાકલ પાડી રહ્યો છું. હવે નવવધૂની પ્રથમ મિલનભીતિ ભાંગી ગઈ છે, હવે તો મેં નીરખી છે તારી સુમધુર વિરાટમૂર્તિ. સર્વત્ર વિવાહની શરણાઈ વાગી રહી છે. સર્વત્ર તારો ખોળો નિહાળી રહ્યો છું.''

આ રીતે સમગ્ર જીવનમાં મૃત્યુના પરિપૂર્ણ રૂપનો પરિચય પામતાં પામતાં કવિ જ્યારે જીવનના પ્રાંત ભાગે પહોંચે છે, ત્યારે તેમના 'પ્રાંતિક' નામના નાનકડા કાવ્યગ્રંથમાં કાવ્યે કાવ્યે, પંક્તિએ પંક્તિએ, મૃત્યુનાં ગાન ગાય છે. મૃત્યુનું જૂજવે રૂપે અનંત દર્શન પોતે કરે છે. મૃત્યુના પ્રસાદવહ્નિમાં કામનાઓનું શુદ્ધિકરણ થાય છે, ક્ષુધિત અહંવૃત્તિનો વિપુલ ઢગ જળી જઈને નવપ્રકાશ મળે છે. દુઃખના દાવાનળમાંથી પસાર થતાં છતાં પણ કવિ પોતાના જીવનને ધન્ય માને છે. તેઓ કહે છે કે જેવી રીતે જે આનંદ સાથે પ્રભાતનું પંખી મુક્તકંઠે પોતાનું પ્રથમ ગાન ગાય છે, તેવી રીતે તેટલા જ આનંદથી હું મારાં ગાન ગાઈશ, વિદાય લેતાં પહેલાં આ જન્મના અધિદેવતાને નમ્ર નમસ્કાર કરતો જઈશ.

કવિનું છેલ્લું ગાન પણ આ જ ભાવનું છેઃ “હે કર્ણધાર! સંમુખે છે પારાવાર શાંતિ. મારી તરણી હંકાર. હે મારા ચિર-સાથી! મને તારા ખોળામાં લઈ લે. તે મહાજ્યોતિના ધ્રુવતારાનો પ્રકાશ અસીમને માર્ગે ઝળહળશે.

હે મુક્તિદાતા! આ ચિરયાત્રાનું ચિરપાથેય થશે તારી ક્ષમા, તારી દયા. તૂટી જાઓ આ મર્ત્યનાં બંધનો, મને આવરી લો.

આ વિરાટ વિશ્વ પોતાના બાહુમાં, અને મારો પરિચય થાઓ એ મહાન અજાણ્યાનો, નિર્ભયે,—મારા અંતરમાં."

ત્યારે, પોતાના સમગ્ર પરિપૂર્ણ જીવનની શેષ પ્રણતિ જેણે તે ભીષણ છતાં મધુર, દૂર છતાં નિકટ, મહાન એકને ચરણે કરી છે, તેને વિષે, ગંગાજલે ગંગાપૂજાને ન્યાયે, આપણે કહીશું કે હે અમર કવિ! તેં કેટકેટલાં સુખદુઃખ, આશાનિરાશાનાં દ્વંદ્વ સહ્યાં હશે; કેટકેટલાં અપમાન, અનાદર, અવિશ્વાસ, અન્યાય વિચાર, કઠોર અભાવ અનુભવ્યા હશે; કેટકેટલી નિદ્રાહીન રાત્રિઓ ગાળી હશે, હૃદયમાં કેટકેટલાં શૂળ ભોંકાયાં હશે......

પરંતુ,...એ બધાંયથી ઉર્દ્ધ્વે આનંદના સૂર્ય પ્રતિ તારું સૌંદર્યકમળ કાવ્ય નિર્લિપ્તભાવે નિર્મળ રીતે ફૂટ્યું છે. તેમાં ક્યાંય નથી દુઃખ કે દૈન્ય, કે ઘેરાં વાદળનાં ચિહ્ન.

જીવનમંથન-વિષ પોતે કરી પાન;<br>
અમૃત જે તરી આવ્યું કરી ગયા દાન.

# ૧૩
# મહાન ગુરુદેવ

**પ્રેમશંકર ભટ્ટ**

કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની પ્રતિભાનાં ગુણગાન અને કીર્તન દુનિયામાં ચોમેર સંભળાય છે. પરંતુ તેમના પોતાના જ દેશમાં એ કીર્તન ઘણું જ ઉપરછલ્લું હોય તેમ દેખાય છે. કવિવરની છેલ્લી પુણ્યતિથિને દિવસે કૉલેજના નવજુવાનોએ ગોઠવેલ એક સમારંભમાં મારે જવાનું હતું. ત્યાંના એક વિદ્વાન પ્રોફેસર સાથેની વાતમાં મેં પૂછ્યું: 'આપણી મુંબઈ યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં કવિવરના સાહિત્યને કાંઈ સ્થાન છે ખરું?' તેઓ માથું ધુણાવી દુઃખ સાથે બોલ્યા: 'કવિવરના સાહિત્યમાંથી યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં કશું જ શીખવવામાં આવ્યું નથી. હિંદુસ્થાનની બધી જ યુનિવર્સિટીઓમાં આવી દયાજનક સ્થિતિ હોય તે સંભવિત છે. આ વસ્તુ આપણી ભક્તિ માત્ર મોઢાની જ છે અને આપણા વ્યવહારમાં કવિવરની પ્રતિભા ઉતારવા માટે આપણે કશું જ નથી કરતા તેનો સચોટ પુરાવો છે. કવિવરને પોતાને પણ આ ખામીની ખબર હતી. શાંતિનિકેતનમાં તેમની પાસે રહી આવેલા બધા જ આ વાતની સાક્ષી પૂરશે. કવિવરે એક યા બીજે પ્રસંગે અનેક રીતે પોતાના દેશભાઈઓ સામેની પોતાની આ ફરિયાદ જણાવી છે. તેઓ કહેતા કે 'મારા દેશભાઈઓને મારી કશી જ કદર નથી. જો

પરદેશીઓએ મને 'નોબેલ પ્રાઇઝ' આપીને નવાજ્યો ન હોત, તો મારા દેશભાઈઓની નજરમાં હું હંમેશા નાનકડો અને નકામો જ રહ્યો હોત.' કવિવરને 'નોબેલ પ્રાઈઝ' મળ્યું ત્યારે તેમને માન-પત્ર આપવા માટે ફૂલહાર લઈને કલકત્તાનાં પ્રતિષ્ઠિત સ્ત્રીપુરુષોની Special train દોડતી (બોલપુર) શાંતિનિકેતન આવી પહોંચી હતી. ગુરુદેવને એ સન્માન જરા ય નહોતું ગમ્યું. 'બીજાએ મને ગણ્યો એટલે તમે મને સન્માન આપવા દોડી આવ્યા છો એ સન્માનમાં મારું અપમાન છે. મારે તમારા ફૂલહાર નથી જોઈતા, તમે સૌ પાછા જાવ!' આવા શબ્દોથી, કવિવરની કદર કરવા આવેલાઓને કવિવરે પાછા કાઢેલા. રવીન્દ્રનાથ કવિ હતા એટલે મહાન હતા એમ માનવું ભૂલભરેલું છે. એમની મહાનતા તો એમની સંપૂર્ણ માણસાઈમાં જ હતી. આપણે કવિ હોઈએ, ચિત્રકાર હોઈએ, નૃત્યકાર હોઈએ કે બીજા ગમે તેવા કળાકાર હોઈએ પણ જો માણસાઈનું તત્ત્વ આપણામાં ન હોય તો આપણી કિંમત ક્ષણિક અને કોડીની જ રહે છે. કવિવરની વિલાયતની મુસાફરીમાં તેઓ ત્યાંના એક ફિલોસોફરને મળવા ગએલા. મુલાકાત બાદ તે ફિલોસોફરને એક છાપાવાળા તરફથી પૂછવામાં આવ્યું કે 'રવીન્દ્રનાથ વિષે તમારો શો અભિપ્રાય છે?' ફિલોસોફરે જવાબ આપ્યો: 'તેમની એક અપૂર્ણતા મને બહુ સાલી.' છાપાવાળાએ ઉતાવળે પૂછ્યું: 'કઈ અપૂર્ણતા?' ફિલોસોફર હસીને બોલ્યા: 'તેઓ બધી જ રીતે સંપૂર્ણ હતા એ મને તેમની અપૂર્ણતા લાગી.' આમ માત્ર કવિ તરીકે જ નહિ પણ બધી જ રીતે સંપૂર્ણ હોવામાં કવિવરની મહાનતા સમાયેલી હતી. કવિવરને તેમના અંતેવાસીઓ ગુરુદેવ તરીકે ઓળખે છે. મહાત્મા ગાંધીજીએ તેઓને હંમેશ ગુરુદેવ કહીને જ સંબોધ્યા હતા. ગાંધીજી અને ગુરુદેવ એ બે આપણા દેશની એવી મહાન વિભૂતિઓ ગણાય છે, કે જેમનું

નામ સાંભળતાં સૈકાની ગુલામીના ભાર છતાં યે, આપણે ઊંચું માથું કરીને ગૌરવ લઈ શકીએ. ઘણી વખત આ બે મહાન વિભૂતિઓના વિચારો અને જીવન-ફિલસૂફી એકબીજાથી વિરુદ્ધ હતાં તેવું નાના માણસોને મોઢેથી સાંભળવા મળે છે. ગાંધીજી અને ગુરુદેવ બન્ને પોતપોતાની રીતે મહાન હતા એ વાત આ બન્ને મહાપુરુષના શિષ્યોના વાડામાં સમજાણી નહોતી. એનું એક દૃષ્ટાંત મને શાંતિનિકેતનમાં જોવા મળેલું. પોતાને ગાંધીજીના શિષ્ય કહેવરાવનાર એક ભાઈ શાંતિનિકેતનની મુલાકાતે આવેલા. બધું જોયા પછી અમે નિરાંતે બેઠા હતા ત્યારે તે ભાઈ બોલ્યા: 'ગુરુદેવનું બધું તો ઠીક પરંતુ ગાંધીજીની જેમ તે દિવસમાં અડધો કલાક કાંતે પણ નહિ તે ઠીક ન કહેવાય!' આનો જવાબ શો હોઈ શકે! એક જ જવાબ હતો અને તે મેં આપ્યો: 'ગાંધીજીનું બધું તો ઠીક પણ તે અઠવાડિયામાં બે-ચાર સારી કવિતા પણ ન લખે તે કેટલું ખરાબ!'

કેરી અને સીતાફળ બન્ને ગળ્યાં તો હોય છે પણ કેરી સીતાફળ જેવી ગળી નથી અને સીતાફળના ગળપણનો સ્વાદ કેરીથી જુદી જાતનો હોય છે માટે કેરી ખાવાવાળા સીતાફળને ખરાબ ગણે કે સીતાફળના શોખીન કેરીની નિંદા કરે તો તે મૂર્ખાઈ જ ગણાય અને છતાં આવી મૂર્ખાઈ પોતાને મહાપુરુષના શિષ્યો કહેવરાવનાર ઘણીવાર કરે છે. ગાંધીજી પોતડી પહેરે છે એટલે કાંઈ એ ભિખારી નથી અને ગુરુદેવ મહેલમાં રહેતા એટલે કાંઈ વિલાસી નહોતા. ગુરુદેવે ઉત્તરાયણનો મોટો મહેલ તો બંધાવ્યો પણ એ મહેલ બંધાવ્યા પછી તેમણે કહ્યું: 'મારે માટે એક નાનકડું ઘર કરાવો, આ મહેલ તો મને કેદખાના જેવો લાગે છે. આ મહેલના પથરાની વચ્ચે હું ભીંસાઉં છું. ગુરુદેવ મહેલની બાજુમાં જ એક નાનકડું ઘર કરીને રહ્યા. અને પછી તો એ નાનકડું ઘર છોડી અને આપણા ગામડામાં હોય તેવા ગારાના ઘરમાં રહેલા.

કળાને ગુરુદેવે વિલાસ કે મોજશોખને ખાતર નહોતી સ્વીકારી. કળાને તેમણે જીવનની ઉન્નતિનું એક સાધન જ માનેલું. એ સાધનનો ઉપયોગ કરનારે કેટલા જાગ્રત રહેવું જોઈએ તેનું ગુરુદેવને દરેક ક્ષણે ભાન રહેતું. મહાન નૃત્યકાર ઉદયશંકર શાંતિનિકેતનમાં ગુરુદેવને પોતાનું નૃત્ય બતાવવા આવેલા. નૃત્ય પૂરું થયા બાદ આશીર્વાદ માગવા માટે તેમણે ગુરુદેવને પ્રણામ કર્યા. જવાબમાં ગુરુદેવે કહ્યું: 'કળાની ઉપાસના કરવી તે ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું છે. તેની ઉપાસના કરનાર માણસ જો સમજીને અને સંભાળીને ન ચાલે તો તેનું ડગલે ને પગલે અધઃપતન થવાનો સંભવ છે. કળાની ઉપાસના તે અગ્નિપરીક્ષા છે એ અગ્નિપરીક્ષામાંથી પસાર થવામાં જ ખરી માણસાઈ અને મર્દાઈ રહેલી છે.

આ મર્દાઈ એ જ ગુરુદેવને મહાન બનાવ્યા હતા. જે સરકારી કેળવણી આજે આપણા નવજવાનો લઈ રહ્યા છે તે તો અણુછૂટકે પીવા પડતા કડવી દવાના ઘૂંટડા જેવી જ છે. આપણો જુવાનવર્ગ અને વડીલ–વર્ગ પણ આ વાત જાણે જ છે. અને છતાં આ કડવો ઘૂંટડો પીધા વિના આરો નથી એવી લાચારી અને પરવશતા દેશમાં ચોમેર છવાયેલી છે. પરંતુ ગુરુદેવની જુવાનીના દિવસોમાં આવું નહોતું. તે દિવસે સરકારી કેળવણી કડવી દવા નહોતી બની. એમના જમાનામાં તો એ જ કેળવણી બધાને મળી મધ લાગતી. અત્યારે તો બી. એ., એમ. એ. વાળાને નસીબે પણ મોટે ભાગે બેકારી કે ૨૫–૩૦ રૂ.ની કારકુની હોય છે. ગુરુદેવની જુવાનીના દિવસોમાં તો મેટ્રિક થએલાને પણ માન મળતાં અને બી. એ. કે એમ. એ.ને માટે તો અમલદારી વાટ જોઈને ઊભી રહેતી. તે દિવસોમાં શિક્ષિત કુટુંબનો એક નબીરો સરકારી કેળવણીની સામે પણ ન જુએ. એ ત્યાગની હિંમત આજે ન સમજાય. ઉપરથી ટાપટીપવાળી અને fashionable દેખાતી અંગ્રેજી કેળવણી વિષે ગુરુ-

દેવનું એક વાક્ય સૌએ યાદ રાખવું જોઈએ. ‘અંગ્રેજી કેળવણીનાં ચશ્માંથી આપણે શોભીએ છીએ તો ખરા પણ એ શોભામાં આપણી આંખોનાં નૂર ઓછાં થયાં છે.’

મહાન પુરુષોની વ્યાખ્યા ઘણી હશે. એમાં એક વ્યાખ્યા આવી પણ છે: ‘જે બીજા બધા માટે જીવે અને છતાં જરૂર પડે ત્યારે બીજા બધાની સામે એકલો છતાં અડગ ઊભો રહી શકે તે મહાપુરુષ છે. ગુરુદેવનું “એકલો જાને”—કે “તારાં સ્વજન તને જાય છોડી તો તેથી કાંઈ ચિંતા કર્યે ચાલશે ના,” એ બે ગીતો ઉપર જણાવેલી વ્યાખ્યા પ્રમાણે કવિવરની મહાનતાના કાયમી પુરાવા છે. મહાપુરુષ પડકાર કરે છે પણ એ પડકારનો સાચો પડઘો ઝીલનાર થોડાં મળે છે. ગુજરાતમાં કવિવરનાં ઉપલાં બે ગીતોનો પડઘો ઝીલનાર સ્વર્ગસ્થ મહાદેવભાઈ દેસાઈ હતા. આ બન્ને ગીતો ગાવાની, સમજવાની અને જીવનમાં તેનું આચરણ કરવાની આપણી જેટલી શક્તિ વધારે તેટલા આપણે ગુરુદેવને અને મહાદેવભાઈને આપણા વધારે કરી શકીએ.

ગુરુદેવ તો ગયા. કાળ કોઈને માટે થોભતો નથી. જો આપણે કાળને થોભી રાખી શકીએ અને ગુરુદેવ જે વારસો આપણા માટે મૂકી ગયા છે તેને કાળના મહાસાગરમાં ડૂબી જવા ન દઈએ તો જ આપણે તેમની સાચી મહાનતા સમજ્યા કહેવાઈએ, નહિતર તો પછી મોઢાની ભક્તિ નકામી ગણાશે.

# ૧૪

# રવીન્દ્રનાથની દૃષ્ટિએ નારીની સાધના

મૂળલેખક: **શ્રી ક્ષિતિમોહન સેન**

અનુવાદક: **રમણલાલ સોની**

[ શાંતિનિકેતનની ગુજરાતી સંસદ્ ગુરુદેવનો સ્મારકગ્રંથ પ્રગટ કરે છે, તે પ્રસંગે, આજથી બાવીસ વર્ષ પહેલાં ગુરુદેવે કરેલા ગુજરાતના પ્રવાસને અનુલક્ષી લખાયેલા આ લેખનો અનુવાદ સમુચિત લાગશે એમ હું ધારું છું.

શ્રી ક્ષિતિબાબુ આ લેખ વિષે કહે છે : 'આ લેખમાંનો વાર્તાલાપ અગાઉ (૧૯૪૧ના ઑકટોબર પહેલાં) ક્યાંય પણ પ્રસિદ્ધ થયાનું મને યાદ નથી, તેથી આ લેખમાં ઉતારેલાં ગુરુદેવનાં વચનોના સમર્થનમાં રજૂ કરેલી તેમની રચેલી કવિતા વગેરે વિષે કંઈક કહેવું જોઈએ. આ બધી રચનાઓમાં જે અગાઉની છે, તેનો ઉલ્લેખ કવિએ પોતે જ યોગ્ય સ્થળે કર્યો છે. કોઈ કોઈ પાછળથી લખાયેલી છે, તેનો આવશ્યક લાગવાથી, સમર્થક વાણી રૂપે મેં ઉલ્લેખ કર્યો છે.'

ક્ષિતિબાબુનો આ લેખ ૧૩૪૮ના કાર્તિકના 'પ્રવાસી'માં પ્રગટ થયેલો છે. ર. સોની ]

૧૯૨૦ના એપ્રિલ મહિનામાં ગુજરાત સાહિત્ય સંમેલનનું પ્રમુખપદ લેવા માટે મહાત્મા ગાંધીએ ગુરુદેવ અર્થાત્ કવિગુરુ રવીન્દ્રનાથને નિમંત્રણ કર્યું હતું. તે વખતે હજી અસહકારનું આંદોલન શરૂ થયું નહોતું, પરંતુ સૂર્યોદય પહેલાંના આકાશની પેઠે સમસ્ત

ગુજરાતનું ચિત્તાકાશ એ આંદોલનના ઉત્સાહ અને ઉદ્દીપનાથી ભરપૂર હતું. કોઈ કોઈ એમ સમજતું હતું કે આ આંદોલનમાં રવીન્દ્રનાથ સાથ દેશે કે નહિ તે જાણવાનો પણ મહાત્માજીનો હેતુ હતો. એ બધું તો કોણ જાણે, પણ અમે જઈને જોયું તો સાહિત્યને નામે નિમંત્રણ આવ્યું હતું છતાં ગુજરાતનું સમસ્ત ચિત્ત તે વખતે રાજનીતિની ઉત્તેજનાથી ઉદ્દીપ્ત હતું.

ગુરુદેવની સાથે સદ્દગત એન્ડ્રુઝ સાહેબ, સંતોષકુમાર મજુમદાર અને હું–ત્રણ જણ ગુજરાત જવા ઊપડયા. માર્ગમાં અનેક સન્માન–સમારંભો પાર કરી અમે મુંબઈ પહોંચ્યા. મુંબઈ જતાં રસ્તામાં જ્યાં કઠોર અનુર્વર ભૂમિ છે, ત્યાં નથી ઝાડપાનો, કે નથી કોઈ રંગ. ત્યાં સ્ત્રીઓના ઘાઘરા અને ઓઢણાંમાં રંગનો પાર નથી. રવીન્દ્રનાથ સ્ત્રીઓના આ રંગ જોઈ બોલ્યા: ‘ગમે તેમ પણ એમનામાં એટલી લાગણી છે કે કંઈક રંગ ધારણ કરી આપણી આંખોને ઠારે છે. બંગાલમાં પ્રકૃતિના રંગનો પાર નથી, પરંતુ ત્યાં સ્ત્રીઓનાં વસ્ત્રાભૂષણોમાં રંગનો બિલકુલ અભાવ છે.

ઘાટના પર્વતોમાં પહોચતાં જ પ્રકૃતિના ગંભીર સૌંદર્યસાગરમાં ગુરુદેવ ડૂબી ગયા. પરંતુ કલ્યાણ સ્ટેશન આવતાં જ ભોળાનાથ સારાભાઈ વગેરે અનેક પ્રખ્યાત વ્યક્તિઓ સત્કાર કરવા મુંબઈથી આવી ટ્રેનમાં બેઠી. મુંબઈ સ્ટેશન પર ભવ્ય સત્કાર પામી, મુંબઈમાં માત્ર એક જ દિવસ વિતાવી, રાતની જ ગાડીએ અમે અમદાવાદ તરફ રવાના થઈ ગયા. વડોદરાના સ્ટેશને જ્યારે પહોંચ્યા ત્યારે હજી રાત્રિ હતી. પરંતુ જોઉં છું તો એન્ડ્રુઝ સાહેબ તે વખતે શય્યાત્યાગ કરી સ્ટેશન પર ઊતરી પડયા હતા. પછી જાણ્યું કે ચાને માટે તેઓ આમ વહેલા ઊઠયા હતા.

અમદાવાદમાં રવીન્દ્રનાથનો સત્કાર જોઈએ તેવો થયો. સાહિત્ય સંમેલનમાં પણ તેમનું અભિભાષણ અતિશય આદર સહિત

સૌએ સાંભળ્યું. વિવિધ રાજનીતિ વિષયક પ્રશ્નોની ચર્ચા કરવા માટે પણ અનેક માણસો તેમની પાસે આવતા હતા. પરંતુ આજે મારે એ બધી વાત કરવાની નથી. ગુજરાતમાં અને મુંબઈમાં સ્ત્રીઓની આગળ, નારીજીવનનો આદર્શ અને સાધના વગેરે સંબંધી રવીન્દ્રનાથ જે જે કંઈ બોલ્યા છે તેને જ વિષે આજે હું કહેવાનો છું.

સાહિત્ય સંમેલનનું કામ પૂરું થતાં જ, અમદાવાદની સ્ત્રીઓએ આવાને તેમને નિમંત્રણ આપ્યું. ત્યાંનો વનિતાવિશ્રામ સ્ત્રીઓની એક મોટી સંસ્થા છે. ત્યાં આવી સ્ત્રીઓનાં આદર્શ અને સાધના સંબંધી કંઈક બોલવા માટે કવિને આગ્રહ થયો. તેમણે પણ કબૂલ કર્યું. તે વખતે આખા ગુજરાતનું ચિત્ત રાજનીતિની ઉત્તેજનાથી ભરપૂર હતું. ત્યાંની સ્ત્રીઓ પણ એ ઉત્તેજનાના પ્રવાહમાં ડૂબેલી હતી. એવે વખતે તેમના શબ્દો સ્ત્રીઓ કેવી રીતે સમજશે એ પણ વિચારવા જેવું હતું. ઉપરાંત બીજો પ્રશ્ન હતો ભાષાનો. તે વખતે ત્યાં મોટા ભાગની સ્ત્રીઓ અંગ્રેજી જાણતી નહોતી. તોપણ મુખ્ય કાર્યકર્તા શ્રીમતી વિદ્યાગૌરી અને શ્રીમતી શારદાગૌરી બંને ય ગ્રેજ્યુએટ હતાં. ગમે તેમ, પણ એવું નક્કી થયું કે ગુરુદેવ બંગાળી બોલશે, અને હું એનો અનુવાદ કરી દઈશ.

રવીન્દ્રનાથને જ્યારે કંઈ ઉપદેશ દેવાનું કહેવામાં આવ્યું ત્યારે તેમણે સ્ત્રીઓની આગળ સ્નેહપૂર્વક કહ્યું: 'જુઓ, આજે એક વાત મને ફરી ફરીને યાદ આવ્યા કરે છે. દૈત્યોએ જ્યારે સ્વર્ગનું રાજ્ય કબજે કર્યું, જ્યારે સત્તા ખોઈ બેઠેલા દેવતાઓ યુદ્ધમાં અને રાજનીતિની કૂટ પદ્ધતિમાં કોઈ રીતે ય દૈત્યોની સામે ટકી શક્યા નહિ, જ્યારે વરસોનાં વરસો સતત મહેનત કરવા છતાં યે સ્વર્ગનું રાજ્ય તેઓ પાછું મેળવી શક્યા નહિ ત્યારે તેમણે જોયું તો શિવ બ્રહ્મસમાધિમાં મગ્ન બની બેઠેલા હતા. સમાધિમગ્ન શિવને જગાડવાનો ઉપાય શો? ખૂબ વિચાર કર્યા પછી એમને

જણાયું કે સમાધિસ્થ શિવને જગાડવાની શક્તિ તેમનામાં નથી. તે વખતે શિવને જગાડી શકે એવું માત્ર એક જણ છે–ગૌરી. નારીની એ ઐકાન્તિકી તપસ્યાથી જો શિવ જાગ્રત થાય, તો જ દેવતાઓમાં કંઈક આશા આવે, નહિતો, યુદ્ધનીતિ, રાજનીતિ બધું યે નકામું થઈ ગયું હતું. પછી ગૌરીએ પોતાની નિર્મળ ચિન્મય તપસ્યાથી શિવને જગાડયા. સ્વર્ગનું રાજ્ય સ્વતંત્ર થયું.

'આજે ભારતવર્ષ દુર્ગતિની છેલ્લી હદે જઈ પહોંચ્યું છે. પુરુષો બધા વિવિધ કૂટ રાજનીતિ લઈને બેઠા છે. એનાથી કશું વળવાનું નથી. જો તમે પણ પુરુષોનું જ અનુકરણ કરી રાજનીતિની ઉત્તેજનામાં તમને તણાઈ જવા દેશો તોપછી કોઈ આશા નથી. પુરુષોનું પામર દુર્બળ અનુકરણ કર્યા વગર, તમે જો તમારા અંતરાત્માના સત્યને શોધી, પ્રાપ્ત કરી પોતાની સત્યસાધનામાં કટિબદ્ધ થાઓ તો જ કંઈક આશા છે. તમે પણ જો સ્વમાન ભૂલી પુરુષના ક્ષીણ અનુકરણમાં પોતાને ખોઈ બેસશો તોપછી ક્યાંયે આશા નથી.

'ન ભૂલશો કે તમારી દરેકની અંદર એ આદિ તપસ્વિની ગૌરી સુપ્ત છે. એને જગાડો. પરમ કલ્યાણમયની સાથે યોગયુક્ત થવા માટેની તપસ્યામાં પોતાને દૃઢભાવે પ્રતિષ્ઠિત કરો: કોઈ પણ તાત્કાલિક ઉત્તેજના કે અંતરના મોહથી વિચલિત થઈ તપસ્યાના અચલ આસનથી તમે વિચ્યુત થશો મા.'

આ વ્યાખ્યાન પણ લગભગ ૧૨ વર્ષ પછી આ જ વાત કવિગુરુએ પોતાના 'વીથિકા' નામે ગ્રંથમાં 'દુર્ભાગિનીની તપસ્યા'-માં જરા જુદી રીતે કહી છે. આ વ્યાખ્યાન પણ ૧૫ વર્ષ પછી 'શેષ સપ્તક'માં 'વિશ્વલક્ષ્મી' નામે કવિતામાં કવિગુરુએ લખ્યું છે:

દુ:ખના દહનમાં દિનપ્રતિદિન દુ:ખને દગ્ધ કરી દીધું,
પૂજાના પવિત્ર ધૂપમાં શુષ્કને બાળીને ભસ્મ કરી દીધું,

અંધારાનું અજવાળું કર્યું, નિસ્તેજને તેજ દીધું,
ત્યાગના હોમાગ્નિમાં, ભોગની સાહ્યબી લુપ્ત થઈ.

અમદાવાદનું કર્તવ્ય પૂરું થતાં જ કાઠિયાવાડની અંદર આવેલા ભાવનગર રાજ્યનું નિમંત્રણ આવ્યું. એક સ્પેશિયલ ટ્રેનમાં અમે ઊપડયા. એપ્રિલ મહિનાના દિવસોમાં એ તરફ ભયંકર તાપ પડે છે. તેમ છતાં, માર્ગમાં સૌને સંતોષવા, ગુરુદેવે દિવસની જ મુસાફરી કરી હતી. રસ્તામાં એકેએક સ્ટેશને સ્ત્રીઓનાં ટોળેટોળાં ધૂપદીપ, નાળિયેર, ગંધપુષ્પ, માળા વગેરે લઈ ને ગુરુદેવનું સન્માન કરવા આવતાં હતાં. તેઓ ગુરુદેવને નમસ્કાર કરતાં, અને ગુરુદેવ તેમને, સર્વત્ર આ જ આશીર્વાદ આપતાઃ ' આખા દેશની અવદશા છે, જગતમાં ખરાબ સમય આવ્યો છે, કઠોર તપસ્યાની જરૂર છે. માટે, સત્યની તપસ્યાની દીક્ષા લો. તમામ મિથ્યા મોહ અને કૃત્રિમતાથી મુક્ત બનો. '

અમને તેડી જવા માટે ભાવનગરથી અનેક જણ આવ્યા હતા. એ લોકો પણ અમારી સાથે હતા. અમદાવાદથી કરુણાશંકર ભટ્ટજી અમારી સાથે હતા. ભાવનગરના વૃદ્ધ મણિશંકર મહેતાજી હમેશાં અમારી ખૂબ ખાતરબરદાસ્ત કરતા. પરંતુ અમને નવાઈ-માં નાખી દીધા ભક્તવૃદ્ધ પ્રાણજીવન ઉદ્ધવદાસ ઠાકુરે. તેઓ ઘરના શ્રીમંત હતા, વૃદ્ધ હતા, સંસ્કારી કુટુંબના હતા. પરંતુ વૈષ્ણવ-ભાવથી તરબોળ બની તેઓ જે રીતે અમારી સેવામાં લાગેલા હતા, એથી અમારે શરમાવું ઘટે. તેઓ કાને ઓછું સાંભળે છે, પરંતુ તેમના પ્રસન્ન મુખ પર એક પ્રકારનો સ્વર્ગીય ભાવ ઝગહળે છે.

મુખ્ય મંત્રી સર પ્રભાશંકર પટ્ટણીની વ્યવસ્થાથી ભાવનગર-માં ખૂબ ઠાઠમાઠથી સત્કાર અને ભાષણો વગેરે થઈ ગયાં. પછી કવિ બોલ્યાઃ ' અહીં જોવા જેવું શું છે ? ' મેં કહ્યુંઃ ' અહીંના ભક્તો મંજીરા વગાડીને જે ભજન કરે છે તે જોવા જેવું છે.'

બલવંતરાય ઠાકુરને ઘેર ભજનકીર્તનની ગોઠવણ થઈ. ત્યાં ભક્ત-નારીઓનાં મંજીરા સાથેનાં અપૂર્વ છંદમાં થતાં ભજનો, તથા એ ભજનોની સાથે સાથે આખા દેહનો છંદમય પ્રણિપાત જોઈ કવિગુરુ એકદમ મુગ્ધ બની ગયા. ભક્તોએ મીરાંનાં કેટલાંક ભજનો ગાયાં અને ભાણુ ભગત, રવિ સાહેબ, જીવન સાહેબ વગેરેનાં બધાં ભજન ગાયાં.

મેં ત્યાં એક વૃદ્ધ તાપસ–માતાની સાથે ગુરુદેવનો પરિચય કરાવ્યો. તે ખૂબ ઊંચા કુળની બાઈ હતી. ગુરુદેવે પૂછ્યું: 'તમે જ્યારે આ દુઃખનો માર્ગ ગ્રહણ કર્યો, ત્યારે સગાંસંબંધીઓએ વિરોધ નહોતો કર્યો?'

તેણે કહ્યું: 'વિરોધ તો કરે જ ને! જેઓ સ્નેહ રાખે છે તેઓ વિરોધ કર્યા વગર કેમ રહી શકવાના હતા? તેઓ બધા યે કહેતા હતા કે સ્ત્રીએ કદીયે આવી તપસ્યા કરી નથી. તોયે, દાદુની બહેન તપસ્વિની નાની–માતાની પેઠે મેં પણ કહ્યું કે કઠોર તપસ્યા સ્ત્રીથી ન જ થઈ શકે એવું કેમ ધારો છો? સ્ત્રીની પાસેથી શું આવો હક–અધિકારનો દાવો પહેલાં કદીયે કરવામાં આવ્યો છે? જેવો ભારે દાવો અમે કરીએ છીએ, જવાબ પણ એવો જ મળે છે!

નાર ને નહીં હોય કછુ?
કહાં હે અસ દાવા? [નાની–માતા]

'નારી કોમળ છે, એથી જો કહેતા હો કે મુક્તિની તપસ્યા માટે તે અયોગ્ય છે તો હું કહીશ કે અંકુર પણ કોમળ છે, તોપણ પથ્થર જેવાં બધાં કઠોર બંધનોને તે દૂર કરી શકે છે. જીવન સદાકાળ કોમળ અને સુકુમાર છે, છતાં એના જેવી દુર્જય શક્તિ બીજે છે ક્યાં?'

આ તપસ્વિનીની વાતચીત સાંભળી ગુરુદેવ ખૂબ પ્રસન્ન થયા. તેઓ બોલ્યા: 'આજે એક યથાર્થ નારીનાં દર્શન થયાં, નારીની

સાચ્ચી વાણી સાંભળી, બાકી નારીને મુખે પુરુષોના શબ્દોની સડેલી પુનરુક્તિ સાંભળી સાંભળી કાન બિલકુલ જડ બની ગયા હતા.'

ભાવનગરનો ફેરો પૂરો કરી અમે અમદાવાદ પાછા આવ્યા. હું ૧૬મી એપ્રિલે આવી મારા મિત્ર સદ્‌ગત ડાહ્યાભાઈ પુરોહિતને ઘેર ઊતર્યો. તેઓ અહીંના પ્રખ્યાત વકીલ હતા. આતિથ્ય બાબત તેમનાં પત્નીની આખા ગુજરાતમાં ખ્યાતિ હતી. બીજે દિવસ ૧૭મીએ ગુરુદેવ વડોદરા આવી રાજઅતિથિ બની સરકારી ગેસ્ટ-હાઉસમાં ઊતર્યા. ત્યાં એકેએક નોકરચાકર ને રસોયો સોનેરીરૂપેરી પોશાકમાં વિભૂષિત હતો. મને ગુરુદેવે પૂછ્યું: 'તમે આ ગેસ્ટ-હાઉસમાં કેમ ન ઊતર્યા?' હું મારા મિત્ર પુરોહિત મહાશયનાં પત્ની તરફ જોઈ બોલ્યો: 'હું આમનો અતિથિ થયો છું.' ત્યારે ગુરુદેવ બોલ્યા: 'તમે ખરેખરા નસીબદાર છો કે સાચેસાચી અન્નપૂર્ણાનાં સેવા-બરદાસ્ત તમને મળ્યાં છે. મારા નસીબમાં મળી છે બધી દાઢી-મૂછવાળી અન્નપૂર્ણાઓ.' આ સાંભળી શ્રીમતી રેવાબહેન (શ્રીમતી પુરોહિત) ગુરુદેવની સેવામાં અને અનેક કામકાજમાં મદદ કરવા લાગી ગયાં.

વડોદરામાં ૧૯મી એપ્રિલના રોજ સવારે ગુરુદેવને નૃસિંહા-ચાર્યે પ્રવર્તાવેલા સંપ્રદાયની બહેનોએ પોતાના સંમેલનમાં પધા-રવાનું નિમંત્રણ આપ્યું. સાંજે ત્યાંની હાઈકોર્ટ (ન્યાયમંદિર)માં મહિલાસમાજે પણ ગુરુદેવને નિમંત્ર્યા. વડોદરામાં તેમણે સ્ત્રીનાં બે સ્વરૂપ વિષે કહ્યું. એક રૂપ, કલા અને સૌન્દર્યની પ્રતિમા તરીકેનું, અને બીજું તપસ્વિની તરીકેનું. કવિગુરુએ પોતાની 'બલાકા'માં આ બંને સ્વરૂપનું અદ્‌ભુત ચિત્રાંકન કર્યું છે.

કોઈક ક્ષણે, સૃષ્ટિના સમુદ્રમંથનમાંથી
નીકળી હતી બે નારી
અતલનું શય્યાતલ છોડીને.

તેમાંની એક ઉર્વશી સુન્દરી
વિશ્વના કામના રાજ્યની એ રાણી—સ્વર્ગની અપ્સરી.
બીજી લક્ષ્મી-કલ્યાણમયી, વિશ્વની જનની
સ્વર્ગની ઈશ્વરી.

એક નારી તપોભંગ કરી...
પ્રાણ અને મનને હરી જાય છે

વસંતના પુષ્પિત પ્રલાપ દ્વારા...
અને બીજી એમને પાછાં આણે છે અશ્રુના શીતલ સ્નાન દ્વારા
સ્નિગ્ધ વાસનામાં

હેમંતની હેલ સમી સુંદર સર્વવ્યાપી શાંતિની પૂર્ણતામાં;
એ પાછાં આણે છે, અચંચલ લાવણ્યની સ્મિત
હાસ્યસુધાથી મધુર બનેલા વિશ્વના આશીર્વાદ ભણી.
એ પાછાં આણે છે જીવનમૃત્યુના પવિત્ર સંગમતીર્થ પર
અનંતની પૂજાના મંદિરમાં.

[બલાકા, દુઈ નારી]

માત્ર સૃષ્ટિમાં જ શા સારુ, આપણાં ઘેરઘેર સંસારમાં પણ નારીનાં આ બે સ્વરૂપનાં દર્શન થાય છે એ તેમણે તેમના 'રાતે અને પ્રભાતે' નામે કાવ્યમાં બતાવ્યું છે. એ કાવ્ય ૧૮૯૬ની સાલમાં લખેલું છે. તે વખતે તેમની ઉમર ૩૫ વર્ષની હતી.

રાત્રે પ્રેયસીનું રૂપ ધરી તું આવી છે, હે પ્રાણેશ્વરી,
કોઈ વાર પ્રાતઃકાલે દેવીના રૂપમાં તું
હાસ્ય વેરતી પ્રગટ થઈ છે

અને હું સંભ્રમપૂર્વક ઊભો રહી ગયો છું
દૂર અવનત શિરે

આજે નિર્જન નદીતીરે શાંત ઉષામાં તું નિર્મળ શોભે છે.

૧૯મી એપ્રિલે બપોરે પ્રસિદ્ધ અબ્બાસ તૈયબજી મહાશયના કુટુંબની સ્ત્રીઓ કવિની સાથે અનેક વિષય ઉપર વાર્તાલાપ કરે

છે. ગુજરાતમાં સ્ત્રીઓમાં પડદાનો રિવાજ નથી. તૈયબજી મહાશયના ઘરમાં પણ પડદાનો રિવાજ દેખાયો નહિ.

મિસ તૈયબજી ખૂબ શિક્ષણ પામેલી સંસ્કારી કન્યા છે. તેણે પૂછ્યું: 'નારીચરિત્રમાં સૌથી મોટી વિશેષતા તમને કઇ લાગે છે?' કવિએ કહ્યું: 'આદર્શ (અર્થાત્ idealism)ની ખાતર આત્મસમર્પણ કરવાની તૈયારી. મારા 'ખેયા' ગ્રંથમાં મે બતાવ્યું છે કે વગર કારણે પણ પોતાના આદર્શના, પોતાના પ્રિયના માર્ગમાં પોતાનો હૃદયમણિ ફેંકી દીધા વગર નારી રહી શકતી નથી.'

તોયે, મારો રાજદુલાલ તો ઘર આગળ થઈને
ચાલ્યો ગયો.
મારા હૃદયનો મણિ નાખી દીધા વગર,
કહો, હું કેવી રીતે રહી શકું?
[શુભ ક્ષણ]

મિસ તૈયબજીએ પૂછ્યું: 'આ આદર્શને લીધે શું નારીના નસીબમાં વિધાતાએ દુઃખનો ડુંગર લખ્યો લાગતો નથી?'

કવિએ કહ્યું: 'ચોક્કસ, વિધાતાની પાસે નારીએ માગી કોમળ ફૂલની માળા. વિધાતાએ આપ્યું એને માથે કઠિનકઠોર તપસ્યાનું વરદાન. એ દુઃસહ વ્રતનો ભાર એને માથે નાખ્યો છે તેમાં જ નારીત્વનું ખરું સન્માન છે. નારી પોતે પોતાનું મૂલ્ય જાણતી નથી, તેથી તેણે માગ્યું વિલાસ–કોમળ દાન, પણ વિધાતા તો નારીનો મહિમા જાણે છે એટલે જ તેની એ અયોગ્ય પ્રાર્થનાને અવગણી તેમણે તેને દુઃસહ કઠોર સાધનાનું દાન દીધું.'

'ખેયા'માં 'દાન' કાવ્યમાં નારી મનથી મનથી તેમની માલા વાંચ્છે છે, પણ તેઓ તેને માટે તલવાર મૂકી જાય છે. તે—

અગ્નિની પેઠે સળગે છે,
ને વજ્ર જેવી ભારે છે.

એથી તો હું બેઠી બેઠી વિચાર કરું છું કે
આ તે શું તારું દાન કહેવાય?
આને છુપાવી યે ક્યાં રાખું
એવી જગા જ ક્યાં છે?

*

હું અબળા લાજથી મરી જાઉં છું, આ ભૂષણ તે મને શોભે?
તોયે હું તારું આ દાન સ્વીકારી
આ વેદનાનું માન હૈયામાં વહન કરીશ.
તું મરણને મારો સંગી બનાવી
મારા ઓરડામાં મૂકી ગયો છે,
હું એવું વરણ કરી
પ્રાણમય કરીને રાખીશ.

[ દાન ]

બહેનોએ પૂછ્યું: 'પુરુષ સમાજમાં નારીનું એ સન્માન આજે પણ કેમ પ્રતિષ્ઠિત થતું નથી?' કવિએ કહ્યું: 'પુરુષે નારીને તેના મહત્તમ સ્વરૂપમાં પ્રાપ્ત કરી નથી. નારીને જો માત્ર ભોગ્યા જ સમજવામાં આવે તો એમાં નારીત્વનું સૌથી મોટું અપમાન છે; તેમ છતાં સ્ત્રીઓ પોતાના એ હક-અધિકારની જ સમજમાં ગર્વિષ્ઠ બની જાય છે. આ હીન પરિચયની જવાબદારી મિટાવવાને માટે જ જોઈએ નારીની રાતદિવસની સતત સાધના. નારીના યથાર્થ સ્વરૂપની વાત મેં મારા 'ચિત્રાંગદા' નાટકમાં કહી છે. આજે રાતે તેનું જ અંગ્રેજી રૂપાંતર તમે ભજવવાનાં છો.' પછી કવિએ પોતાના બંગાળી 'ચિત્રાંગદા'માંથી થોડુંક વાંચી સંભળાવ્યું.

અર્જુનને ચિત્રાંગદા કહે છે:

હું ચિત્રાંગદા છું,
દેવી નથી, સામાન્ય રમણી નથી.
પૂજા કરી માથા ચડાવે એમાંની પણ હું નથી.

ઉપેક્ષાપૂર્વક પાળીપોષીને પાછળ ખેંચાતી
રાખે એમાંની પણ હું નથી.
જો સંકટમાર્ગમાં મને
પડખે રાખીશ, જો દુર્લંઘ્ય ચિંતામાં મને
ભાગ દઈશ, જો તારા કઠોર વ્રતની
સાથીદાર થવા દઈશ, જો દુઃખમાં સુખમાં
મને સહચરી કરીશ, તો તું મને ઓળખી શકીશ.

આ બધું સાંભળી એ લોકો બધાં અવાક્ બની વિસ્મયથી મૂઢ બની ગયાં.

વિલાયતના સંસ્કારમાં રંગાયેલી એક છોકરીએ કહ્યું: 'મેં આવા પરિપૂર્ણ નારીત્વના આદર્શની વાત સાંભળવાની આપની પાસેથી આશા રાખી નહોતી. કારણકે મેં સાંભળ્યું હતું કે આપ ઈશ્વરની ભક્તિ કરો છો, (એટલે કે જૂના જમાનાના છો.)'

આવા 'જૂના જમાનાના' ભગવત્પરાયણ માણસની પાસેથી આવા યુગયુગાન્તને અજવાળનાર નારીત્વના મહિમા વિષે સાંભળી સૌ સ્તબ્ધ થઈ ગયાં હતાં.

૧૯૨૪માં ચીન દેશમાં પણ યુવક-યુવતીઓએ ધાર્યું હતું કે કવિ ઈશ્વરશ્રદ્ધાળુ છે, એટલે તેઓ તમામ પ્રગતિની વિરુદ્ધ જનારા છે, જૂના જમાનાના છે. પાછળથી તેમનો પણ એ ભ્રમ બરાબર ભાંગી ગયો હતો.

તે જ રાત્રે, એટલે કે ૧૯મી એપ્રિલની રાતે વડોદરાના દીવાન સર મનુભાઈને ઘેર ચિત્રાનો અભિનય થયા. શારદાદેવીની પુત્રી ચિત્રા બની હતી. એક યુરોપિયન મહિલા અર્જુન બની હતી. મિસ તૈયબજી મદન બની હતી અને મનુભાઈની પુત્રી વસંત બની હતી.

વડોદરાથી અમે સુરત આવ્યા. કદાચ વડોદરામાં પુરુષો દ્વારા થયેલા આતિથ્ય વિષે સુરતના લોકોએ સાંભળ્યું હશે. ત્યાં શહેર

બહાર નગીનદાસના બાગમાં ગુરુદેવના ઉતારાની ગોઠવણ થઈ અને દાક્તર રાયજી, દાક્તર હોરા વગેરેનાં કુટુંબની બહેનોએ આતિથ્યનો બધો ભાર ઉપાડી લીધો. ત્યાંનું આતિથ્ય જેવું સહજ હતું, તેવું જ સરળ અને મનોરમ હતું.

૨૨મી એપ્રિલે વનિતાવિશ્રામમાં સુરતની સ્ત્રીઓને સંબોધી-ને કવિએ કહ્યું: 'આટલા દિવસ તમારા દેશમાં ખૂબ માન–સત્કાર પામ્યો છું પરંતુ એ સત્કાર પુરુષોનો હતો. એથી હું તમારાં ઘરોની બહાર પૂજા પામ્યો છું એ વાત સાચી, પરંતુ ઘરની અંદર મારો સ્વીકાર થયો નથી. આજે ગુર્જરજનનીએ મને પોતાના અંતઃપુરમાં બોલાવી બેસાડ્યો છે. આજ લગી હું હતો સમ્માનિત અતિથિ, એટલે ચાલી ગયા પછી થોડાક પરિત્યક્ત અર્ઘ્ય પુષ્પનો શુષ્ક ઢગલો અને હોલવાયેલાં માટીનાં કોડિયાંનો ઢગલો મારી પાછળ મૂકી જાત, પરંતુ હવે જ્યારે મને તમે આત્મીય બનાવી લીધો છે એટલે આશા રાખું છું કે હું પણ તમારા અંતરમાં કંઈક સ્થાન મેળવીને, કંઈક શૂન્યતા મૂકીને જઈ શકીશ. તમારાં અંતરમાં પણ મારા સ્નેહનું કંઇક વિદાય–ચિહ્ન રહી જવા પામશે. જગતમાં આવીને આટલું ચિહ્ન જે મૂકી જઈ શકે નહિ તેના જેવો અભાગી બીજો કોણ હશે?'

અહીં એક કન્યાએ આવી કહ્યું: 'હું લગનની વિરોધી છું. હું લગન કરવા નથી ઇચ્છતી.' વખતે તેણે સાંભળ્યું હશે કે કવિ નારીના તાપસ–જીવન વિષે જ વારંવાર બોલે છે. ગમે તેમ હો, કવિએ તેને કહ્યું: 'માનવપ્રેમ તુચ્છ વસ્તુ નથી. તોપણ એ પ્રેમ સૌના કલ્યાણવ્રતથી નિયંત્રિત wedded love એટલે કે લગ્ન-કલ્યાણથી નિયંત્રિત પ્રેમ બને તેવું કરવું જોઈએ, એ જ પ્રેમનાં જયગાન કાલિદાસ પોતાનાં તમામ કાવ્યોમાં કરી ગયા છે.'

કવિએ આગળ કહ્યું: 'પ્રેમ સિવાય આપણને પરસ્પરનો યથાર્થ પરિચય થતો નથી.'

'ચૈતાલી'માં આ જ વાત તેમણે પોતાના 'ધ્યાન' કાવ્યમાં સમજાવી છેઃ—

જેમ જેમ તને ચાહું છું, જેમ જેમ તને વધતા આદરથી જોઉં છું,
તેમ તેમ હે પ્રિયતમે, હું તારાં સત્ય રૂપમાં દર્શન કરું છું.
જેમ જેમ તને હીણી કરું છું, તેમ તેમ તને ઓછી ઓળખું છું,
અને ક્યારે ખોઈ બેસીશ એવો મનમાં ભય રહે છે.

માત્ર પત્નીત્વમાં નહિ, માતૃત્વમાં પણ નારીની એક પ્રકારની અપૂર્વ તપસ્યા રહેલી છે. 'વીથિકા'માં આપણને માતૃત્વનું એ માહાત્મ્ય ગુંજતું દેખાય છે—

પ્રાણનું જે અતિ ગંભીર રહસ્ય
અંતરની ગુહામાં પડયું હતું,
તે આજે અંધકારમાંથી મુક્ત પ્રકાશમાં
રૂપ ધરી પ્રગટ થયું છે, અને
સુદીર્ઘ કાળપથ પર, દૂર દૂર ભવિષ્ય ભણી ચાલવા માંડયું છે.
જે આનંદ આજે મારી શિરાએ શિરાએ વહે છે, :
તે ઘરના ખૂણાનો નથી.
મારું હૃદય આજે મુસાફરખાનું બન્યું છે,
આંગણામાં દીવો સળગાવેલો છે,
અનાદિ કાલના મુસાફરો પળવાર અહીં વિશ્રામ કરવા થોભશે.
આ વિશ્વના જે યાત્રીઓ અસીમ ભણી, આકાશે આકાશે
નૃત્યગાન કરવા ચાલી રહ્યા છે—
અમે બાળકના મુખના કલકોલાહલમાં
એમનાં ગાન આ હૃદયમાં સાંભળીશું.

૨૨મી એપ્રિલે સાંજ પછી, સુરતથી જરા દૂર સમુદ્રકિનારે ડુમસ જવા ઊપડ્યા. ત્યાં એક કન્યાએ પૂછ્યુંઃ 'નારી શું પોતાની સુંદરતાને લીધે દેશના વીરત્વમાં વિઘ્નરૂપ નથી બનતી?'

કવિએ કહ્યુંઃ 'નારી તો ઊલટું વીરત્વનું વરણ કરે છે, અને

એ વરણુ દ્વારા દેશના સુપ્ત વીરત્વ અને મનુષ્યત્વને જાગૃત કરે છે. રજપુતાના, ગ્રીસ, જાપાન વગેરે તમામ દેશોના વીરત્વના ઇતિહાસની પાછળ, નારીના હાથનું વીરત્વને મળેલું અર્ઘ્યદાન રહેલું છે. તેમ છતાં, નારી જો કોઈ કારણે અયોગ્યની પૂજા કરે, તો દુર્ગતિની કંઈ હદ રહેતી નથી.'

જીર્ણ મજ્જાવાળા કાપુરુષને
નારી જો ગ્રહણ કરે, તો લજ્જિત દેવતા
એ અસહ્ય અપમાનથી દુ:ખી થાય છે.

નારી તો મહેન્દ્રનું દાન છે,
પુરુષોને સન્માન સમર્પવા પૃથ્વી પર ઊતરી છે.

[ મહુયા ]

'મહુયા'ની આ કવિતા કવિએ ઘણા વખત પછી લખેલી છે. પરંતુ ઘણા દિવસ પછી લખેલી હોવા છતાં પણ એની અંદર કવિનો ઉક્ત મનોભાવ જ વ્યક્ત થયો છે.

આ વાતચીતમાં બીજી એક કુમારિકાએ પૂછ્યું: 'તો શું નારીની પોતાની કોઈ વીરત્વ–સાધના નથી?' એનો જવાબ પણ કવિએ બહુ સરસ રીતે આપ્યો. ગુરુદેવ બોલ્યા: 'દૈવની પ્રતિક્ષા કર્યા કરવી એનું નામ તામસિકતા. સાધના દ્વારા આગળ વધવું એનું નામ રાજસિકતા, એ સાધના જો નિષ્કામ હોય તો એ જ સાત્ત્વિક છે એ સાત્ત્વિકતા પર પુરુષનો જેટલો હક છે, તેટલો જ નારીનો પણ છે. આ માનવજીવન પામી, આ મહત્તમ હક જતો કરવો એના જેવું બીજું દુર્ભાગ્ય નથી.'

અહીં પણ ઘણા વખત પછી લખાયેલ 'મહુયા'ની 'સબલા' નામે કવિતા યાદ આવે છે—

હે વિધાતા, નારીને પોતાનું ભાગ્ય જીતવાનો અધિકાર તેં શા સારુ ન દીધો?

દૈવને આશરે, ધૈર્ય ગુમાવી બેસી, આશાએ આશાએ શા સારુ રસ્તા પર નિંદ વગર બેસી રહું ?

શા સારુ શૂન્ય ભણી જોયા કરું ? શા સારુ સાફલ્યનો માર્ગ જાતે જ ન શોધી લઉં ?

હે વિધાતા, મને મૂંગી ન રાખ,
મારા રક્તમાં રુદ્ર વીણા જાગી રહી છે !
જીવનની ઊંચામાં ઊંચી પળમાં ઊતરીને
જીવનની સર્વોત્તમ વાણી જાણે
કંઠમાંથી સતત પ્રવાહરૂપે ઝરી રહી છે.
જે મારું અનિર્વચનીય છે
તેને પોતાના ચિત્તમાં
...મારો પ્રિય પામે...

ગુજરાતથી મુંબઈ પાછા આવ્યા ત્યારે એક બે બંગાળી યુવતીઓ કવિને મળવા માટે આવી. તેમાંની એક જણીએ આ દેશમાંની પડદાની પ્રથાના અભાવ પર 'એમાં અપવિત્રા છે' કહી આક્રમણ કર્યું, ત્યારે કવિ જોરશોરથી બોલ્યા: 'મુક્તિ અને મુક્ત પ્રકાશ કદી પણ અપવિત્ર નથી, અપ્રકાશની ગુપ્તતા અપવિત્ર છે.' તે દિવસે વાત વાતમાં કવિએ જે કંઈ કહ્યું હતું તે જ તેમણે ૧૯૩૨ની સાલના ઑગસ્ટ માસમાં પોતાના પ્રખ્યાત 'અપ્રકાશ' કાવ્યમાં સુંદર રૂપમાં પ્રગટ કર્યું છે:

મુક્ત થા હે સુન્દરી ! રંગીન ધુમસને હઠાવી દે,
...અપ્રકાશમાં તું અપવિત્ર બની છે.
હજીયે તું તારું રૂપ મુક્ત પ્રકાશમાં જોવા પામી નથી,
જગતને પણ તેં, હે ભીરુ, કદી નિર્બંધ નેત્રે
માથું ઊંચું કરી જોયું નથી.
પોતાના જ પડેલા સંકોચમાં તું દિવસો વિતાવે છે.
નિજના અપમાનથી તારું ચિત્ત દીપ્તિહીન છે, તેથી પુણ્યહીન પણ છે.

વિકસિત સ્થલપદ્મ પવિત્ર છે, તેનું હાસ્ય મુક્ત છે,
પોતાને સંપૂર્ણ વિકસાવીને એ પૂજામાં સ્થાન પામ્યું છે.
છાયાચ્છન્ન લજ્જાથી જે પ્રકાશની દીપ્તિને ભૂંસી નાખે છે,
અને સત્તાની ઘોષણાથી વાણીને ચૂપ કરી દે છે, તે અશુચિ છે.

(પણ) ઊંચી શાખાઓવાળું વૃક્ષ છાયાને આશ્રય આપે છે, તેની સાથે પ્રકાશની મૈત્રી છે, તે વિનય ઉન્નત છે. અંગે અંગને છાયાનો ઢગલો બતાવી વેલો જમીન પર રગદોળાય છે. અને એની નીચે ગુપ્ત ગહ્વરમાં કીડાનો વાસ છે.

હે સુંદરી,
અસમ્માનનો ત્યાગ કર, તારા અપ્રકાશને, આવરણને દૂર કર,
હે બંદિની, બંધનને કૃત્રિમ આભૂષણ કરીશ મા.

મુંબઈ પ્રદેશ છોડતાં પહેલાં એક દિવસ સાંજે, તે દેશના યુવક-યુવતીઓએ ગુરુદેવની પાસે શ્રેષ્ઠ આશીર્વાદ માગ્યા. તેઓએ કહ્યું: 'મારી પાસેથી શ્રેષ્ઠ આશીર્વાદ માગો છો? મારો શ્રેષ્ઠ આશીર્વાદ શું સહી શકશો? જે કંઈ શ્રેષ્ઠ છે, જે મહાન છે, તે રુદ્રનું દાન છે. એ ભીષણ દુઃસહ આશીર્વાદથી તમે ભય તો નહિ પામો ને? મારી દૃષ્ટિએ મેં જે અમૃતને જોયું છે તે આરામનો સુખસંતોષ નથી, એ તો છે કઠોર વ્રતનો માર્ગ—નિરંતર દુઃસહ પ્રગતિ, એ જ છે અમૃતનો અધિકાર.'

અમૃતનો અધિકાર
એ કંઈ સુખ નથી, વિશ્રામ નથી,
શાંતિ નથી, આરામ પણ નથી.
મૃત્યુ તને ફટકારશે,
બારણે બારણેથી તું પાછો ધકેલાશે,
આ તને નવા વર્ષના મારા આશીર્વાદ છે,
આ તને રુદ્રનો પ્રસાદ છે. [બલાકા]

## ૧૫
# રવીન્દ્રનાથની સુર-સૃષ્ટિ

મૂળલેખકઃ **સ્વ. દિનેન્દ્રનાથ ટાગોર**
અનુવાદકઃ **પિનાકીન ત્રિવેદી**

ગીતિકવિ ( Lyric poet ) કે શિલ્પી ( Artist )નાં સર્જન સંબંધે વિચાર કરનાર વિવેકી વિચારકની દૃષ્ટિને તે કલાકારના સમગ્ર આત્મપ્રકાશમાં સમાયેલા વિકાસક્રમનું રૂપ જણાય છે. રૂપ, રસ, ગંધ, સ્પર્શના બાહ્ય તરંગાઘાત શિલ્પીની મર્મવીણાના તારોમાં સ્પંદન જગાવી મૂકે છે. એના એ અંતરંગ અનુભવના આનંદરસે અભિષિક્ત થઈને નાના પ્રકારની રસસૃષ્ટિની ધારાઓ વહેવા માંડે છે. અંતરંગ ભાવલોક અને બહિરંગ સૌન્દર્યલોકના સમ્યક્ મિલન દ્વારા જે પુનિત સંગમતીર્થ રચાય છે તેના જ કેન્દ્રસ્થળમાં સર્વ પ્રયોજનથી અતીત અને અનિર્વચનીય એવાં રૂપસર્જનો પોતાના પૂર્ણ માધુર્યથી વિકસિત થઈ પોકારે છે, अहम् अयम् भो ।

જ્યારે આ પ્રાણવાન શક્તિ પ્રકાશિત થઈને અસ્તિત્વના આનંદની, વિજયસમાચાર સમી ઘોષણા જગાવે છે, ત્યારે તો શાશ્વત આનંદ-લોકમાં તેનું સ્થાન સુપ્રતિષ્ઠિત થઈ રહે છે. બાહ્ય પ્રભાવ એવે સમયે તેને સ્પર્શ કરે છે, પણ ક્ષુબ્ધ કરતો નથી.

શિલ્પસૃષ્ટિ વિષે જગતમાં જે તર્કજાળ ફેલાય છે, તેમાં જ ફસાઈ જઈને એ બંધન-દશાથી પીડાતા કેટલાયે લોકોએ આર્તનાદ કર્યો છે; અનુભવના વિષયને બોધગમ્ય કરવાના અને અનિર્વચનીયનાં નિર્વાચન કરવાના પ્રયત્નો કર્યા છે; બુદ્ધિ દ્વારા એની પીંખાપીંખ કરી છે, પણ અનુભૂતિ દ્વારા એ સૌન્દર્યમયી રસસૃષ્ટિના અપૂર્વ સૌષ્ઠવની અનુપમ ઉપલબ્ધિ તે લોકો કરી શક્યા નથી.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરની પ્રખર પ્રતિભાની સંગીત દ્વારા થયેલી અભિવ્યક્તિ (evolution)ની ધારાનો અભ્યાસ કરવાનો સુયોગ મને પ્રાપ્ત થયેલો છે. પહેલેથી માંડીને તે છેક આજ સુધીના વિવિધ પ્રકારના સૂરસર્જનના વિકાસક્રમનો ઇતિહાસ લખવાને માટે જે દીર્ઘદૃષ્ટિ અને શક્તિનું પ્રયોજન છે, તે મારામાં ન હોવા છતાંયે મારી ક્ષુદ્ર શક્તિ દ્વારા હું જેટલું સમજી શક્યો છું તે સંક્ષેપમાં લિપિબદ્ધ કરી રહ્યો છું. આ વિષે વિસ્તૃત રૂપે ઉદાહરણોની સહાયથી ભવિષ્યમાં લખવાની અભિલાષા છે.

પોતાના બાલ્યકાળમાં રવીન્દ્રનાથ પારિવારિક સાહિત્યના વાતાવરણમાં જ રહેતા, એટલે સાહિત્યરચના અને ચર્ચામાં તેમને સર્વદા ઉત્સાહ મળતો એ વસ્તુ તો એમણે પોતે જ 'જીવનસ્મૃતિ'માં લખી છે. બંકિમયુગની નવજાગ્રતિના પ્રથમ પ્રભાતને અરુણસ્પર્શે તેમની નિગૂઢ પ્રતિભાનું ઉદ્‌બોધન થયું. પિતા, ભ્રાતા અને ભગિનીના સ્નેહની શીળી છાંયડી અને તે સૌના ઉત્સાહરૂપી અનુકૂળ વાયુથી તેમની નવપ્રકાશિત પ્રતિભા વિશેષ ઉદ્દીપ્ત થવા પામી.

સંગીત તરફનાં તેમનાં અનુરાગ, રસાનુભૂતિ અને આત્મપ્રકાશ વિષે પણ એમ જ છે. અમારો આખોયે બહોળો પરિવાર ગાયનવાદનમાં કંઈ ઓછો રસ લેનાર નહોતો. મોટા મોટા ઉસ્તાદો કેટલાંયે સુંદર ને સરસ હિંદુસ્તાની ગીતો—ઘણે ભાગે ધ્રુપદ—ગાઈ જતા અને એ ગીતના સૂરોમાં જ બંગાળી શબ્દો ગોઠવી કવિવરના ત્રણ મોટાભાઈઓ દ્વિજેન્દ્રનાથ, સત્યેન્દ્રનાથ, અને જ્યોતિરિન્દ્રનાથ ગીતરચના કરતા. એ ગીતો "બ્રહ્મસમાજ"ની સાપ્તાહિક ઉપાસના વખતે ગવાતાં. જ્યોતિરિન્દ્રનાથ તે વખતે સંગીતશાસ્ત્રના અધ્યયનમાં મગ્ન હતા, પિયાનોમાં એ શુદ્ધ રાગરાગિણીની 'ગત' વગાડતા અને રવીન્દ્રનાથ તે 'ગત'ના સૂરોમાં અર્થવાહી શબ્દો યોજી આપી નવાં ગાન તૈયાર કરતા. કવિવરની ગીતરચનાના ઇતિહાસનો

એ જ પ્રથમ અધ્યાય કહી શકાય. બહારનાં પ્રભાવ અને સમકાલીન પ્રથામાંથી પણ તેમનું ચિત્ત રસનો ખોરાક મેળવી લેતું. પ્રથાગત સંગીત અને ઉસ્તાદીની બારીમાંથી કોઈ કોઈવાર કવિવરની પોતાની વ્યક્તિગત પ્રતિભાનાં કિરણો ડોકિયું કરતાં, પરંતુ અમુક આવરણ ભેદીને તેમની પ્રતિભાનો એ ઉજ્જવલ પ્રકાશ તે વખતે પ્રકટ થયો નહોતો. તે વખતના બ્રાહ્મસમાજનો, પાપક્ષય કરવાનો દૃઢ આગ્રહ જોઈ રવીન્દ્રનાથે પણ ભાવાવેગથી ગાન રચેલું—

"આમાય છ જનાય મિલે પથ દેખાય બ'લે
પદે પદે પથ ભૂલિ હે."

આ કીર્તનથી એમણે એ છ જણને અર્થાત્ ષડ્રિપુને કાઢી મૂકવાને આતુર ભાવપ્રવણ ને અશ્રુવિલાસી શ્રોતાઓનાં ચિત્તને ડોલાવ્યાં હતાં. આ ઉપરથી પાઠક એમ ન સમજી લે કે તે અરસામાં કવિવરે ઉચ્ચ કોટિની સંગીતરચના નથી કરી. પાછળથી તો બંગાળમાં વિખ્યાત થઈ ગયેલા, ત્રિપુરા સ્ટેટના રાજગાયક અને ઠાકુરપરિવારના પણ કેટલાક સમયના સંગીતાચાર્ય તથા ધ્રુપદ અને ખ્યાલના ખાસ ગાયક જદુભટ્ટ તથા એના સાગરીત વિષ્ણુપુરના વતની, કાસિમબજારના મહારાજાના સંગીતાચર્ય અને કેટલાક સમયના ઠાકુરપરિવારના પણ સંગીતાચાર્ય શ્રી. રાધિકાપ્રસાદ ગોસ્વામિ પાસેથી વિવિધ પ્રકારનાં રાગરાગિણીઓના સૂરો લઈ તેમણે બંગાળીમાં જે નવાં ગીતો રચેલાં તે બ્રાહ્મસમાજમાં ગવાતાં. એ ગીતોની મહત્તા જ એનાં અપૂર્વ વાક્યયોજના અને બલપ્રેરક શક્તિમાં રહી છે. તેમના એક સમયના શિક્ષક જદુભટ્ટ નવાં નવાં સૂર–સ્વરૂપોનું સર્જન કરવામાં ખૂબ નિપુણ હતા.

આ પછી જણાય છે કે Classical અર્થાત્ હિંદુસ્તાની શાસ્ત્રીય સંગીતનો વિશિષ્ટ રસ પામીને કવિવર 'ગીતિનાટ્ય' રચનામાં સિદ્ધહસ્ત થયા છે. 'વાલ્મિકી પ્રતિભા' અને 'માયાર ખેલા' એ બંને ગીતિનાટચોનાં ગીતોમાં હિંદુસ્તાની શાસ્ત્રીય સંગીતનો જ-

પ્રભાવ સુસ્પષ્ટ જણાય છે. વાણી અને સૂરના હરગૌરી સમા મનોહર મિલનનું ઉદાહરણ એ બન્ને ગીતિનાટ્યો પૂરું પાડે છે. એ જ અરસામાં Lyricalની દૃષ્ટિએ અતુલનીય એવાં કેટલાંક ગીતો કવિવરે લખ્યાં છે. બાલ્યાવસ્થામાં એ ગીતો સાંભળીને હું મુગ્ધ થઈ જતો, અંતરમાં અપૂર્વ તૃપ્તિ અનુભવતો અને એ જ ગીતો પોતાના મનમાં ને મનમાં ગાતાં હું શું આનંદ અનુભવતો તે શબ્દો દ્વારા સમજાવવાની શક્તિ મારામાં નથી. જગતના ઘનિષ્ઠતમ ગણાતા સૌ સંબંધોનીયે પેલે પાર જઈ કોણ જાણે કયાયે સ્વપ્નલોકમાં વિહાર કરતો હોઉં એવું મને લાગતું. એ ગીતો હજીયે મારા કાનમાં ગુંજે છે. એનાં વાક્યોમાં રહેલો અર્થ મારે માટે તો એટલો નજીવો હતો કે કવિવરના તે સમયના કોઈ વિદ્રોહીએ જ્યારે મને કહ્યું કે "આહા! જાગિ પોહાલો વિભાવરિ" એ ગીત રવીન્દ્રનાથે કોઈ પ્રેમિકાને ઉદ્દેશીને લખ્યું છે ત્યારે મને કેવો આઘાત લાગેલો તે કહી શકું તેમ નથી. કવિનાં મધુર ગીતોનો આવો જડ ને વાસ્તવિક અર્થ કરનારા તે વખતે તેમના ઘણાયે વિદ્રોહીઓ હતા.

એ સમયનાં પોતાનાં ગીતોને કવિવરે Emotional કહ્યાં છે. વસ્તુતઃ એ બધાંમાંયે Lyric તત્ત્વ જ પ્રધાન હોવાથી તે Emotional કહેવાય ખરાં, પરંતુ તેમાં રહેલી Emotion intimate નથી હોતી; એ તો 'જેને બંધન કંઇ નહિ' એવા સુખદુઃખના દ્વંદ્વથી પર કોઈ અક્ષુબ્ધ સરોવરમાં ખીલેલા શતદલ પદ્મ સમાન છે. આવી અનાસક્તિ કે અલિપ્તતા ( detachment ) એ જ art માત્રનો મૂળમંત્ર છે.

કવિના કાવ્યજીવનની ધારા જોતાં આપણને જણાય છે કે તે અધ્યાત્મ-જગતની અતિ ઉચ્ચ કક્ષાએ પહોંચ્યા છે. એ કક્ષાએ એમની દૃષ્ટિ વ્યતીત, વર્તમાન અને ભવિષ્યતનીયે પાર જઈ શાશ્વત લોકના આનંદે ઉદ્દીપ્ત થઇ રહી છે. આ પ્રકારની દૃષ્ટિ

તો ભારતવર્ષની પોતાની જ સંપદ છે. એ દૃષ્ટિ દ્વારા જ આવિષ્કૃત થયેલી સત્યવાણીનો અસ્ખલિત સ્રોત છેક વૈદિક યુગથી માંડીને આજ સુધી વહેતો આવ્યો છે અને જુગજુગની અનેક જાતની સમસ્યાઓના આઘાત-પ્રતિઘાતે નાના પ્રકારનાં સમાધાનો સાધતો ધપતો ચાલ્યો છે. એની સાથે રવીન્દ્રનાથની વિશિષ્ટતાનું અર્થાત્ તેમના human interestનું સમ્યક્ મિલન થયું છે. મને તો ચોક્કસ લાગે છે કે કવિવર વિષે તેમનાં કાવ્યો પરથી વિચાર કરતાં નિર્ણયપણે કહી શકાય કે તે પોતે intensly human છે, અને બીજી બાજુ તેમનો પ્રકૃતિપ્રેમ પણ જણાય છે. જે કંઈ પ્રાણવાન છે, પોતાનામાં રહેલા આનંદવેગની પ્રેરણાથી જે પોતાની આખી જાત સમર્પે છે અને નવીન જીવન દ્વારા વિકાસ સાધી પૂર્ણતા પ્રતિ જાય છે એ સર્વને કવિવરે અંતરથી અપનાવી લીધેલાં છે. તેમનું 'છિન્નપત્ર' પુસ્તક વાંચનારને મારા આ કથનનું સત્ય સ્પષ્ટરૂપે સમજાય તેમ છે. અધ્યાત્મ-જીવનની પરિણતિ સાથે જ તેમની આગળ તો માનવ અને પ્રકૃતિ વચ્ચેના અંતરનાં બંધન તૂટી ગયાં છે. એ ઉભય એમનાં તો પરમ આત્મીય થઇ પડ્યાં છે.

સત્યની અંતિમ ઉપલબ્ધિના શાશ્વત આનંદલોકમાં ચઢીને સરસ્વતીના લાડીલા પુત્રના આસને જ્યારે એ વિરાજમાન થયા છે ત્યારે આપણે એમની સૂરશિલ્પ-સાધનાની પૂર્ણ પરિણતિ જોઈ શકીએ છીએ. એમનું ધ્યાનસમાહિત ચિત્ત સૂરના પ્રવાહનું અનુસંધાન પામ્યું છે એટલે જ એમના આંતરસૂરની નિર્ઝરિણી સદાયે કિલકિલાટ કરતી વહ્યા કરે છે. એની ગતિ કોણ રોકી શકે તેમ છે?

કવિવરની સાધનાલબ્ધ અપૂર્વ વાણીની સાથે ભારતીય મધ્યયુગના સંતસાધકોની વાણીના ઘણા ભાવોનું સામ્ય છે એ વસ્તુ તો સર્વસંમત છે. કિન્તુ શિલ્પસૃષ્ટિને હિસાબે તો વાણી અને સૂરના અપૂર્વ મિલન દ્વારા કવિવરનાં આધુનિક ગીતોએ અપૂર્વ

સ્થાન પ્રાપ્ત કર્યું છે. આ પ્રકારનાં ગીતોનો આરંભ 'ગીત-પંચાશિકા' અને 'ગીતિવીથિકા'થી ગણી શકાય. ત્યાર પછીની રચનાઓ–'નવગીતિકા' અને 'ગીતિમાલિકા'નાં ગીતોમાં થયેલી આ પ્રકારની આદર્શ ને અંતિમ પરિણતિ, એના પરમ સૌષ્ઠવને લઇને અપૂર્વ શ્રીસંપન્ન થઈ રહી છે. આ સમયનાં ગીતોમાં આપણને સૂરનાં surprises મળે છે. શૈલ આરોહણ સમયે વળાંક લેતાં અપ્રત્યાશિત પ્રકૃતિમાધુર્ય જોતાં જ મન જેમ ચમકી ઊઠે છે, તેવું જ આવાં સૂરનાં surprises સાંભળતાં થાય છે. ગીતના મૂળ શબ્દો ડાહ્યા માણસની જેમ મગજને એક ખૂણે સાવ ચૂપચાપ પડી રહેલા. સૂરોએ નૃત્યચપલ ઢંગથી તેમને ઘેરીને એવું તો કંઈક અપ્રત્યાશિત રૂપદાન કર્યું જે જોતાં જ રસિક ચિત્ત સાનંદાશ્ચર્ય બોલી ઊઠેઃ 'વાહ! આવું તો નહોતું ધાર્યું!!' મને તો લાગે છે કે સૂરોએ પોતાની ગતિવેગની પ્રેરણાથી આપોઆપ જ આદિ કે અંત વિનાની decorative classical designs કેમ કરી તૈયાર કરી તે કદાચ કવિને પોતાને યે ખબર નહિ હોય. એ રીતે જે ગેય સૂર ઉદ્ભવ પામે તેનું સ્વરૂપ ઉસ્તાદી પણ ન હોય ને બાઉલ પણ ન હોય; એ તો સંપૂર્ણ રીતે તરંગી હોય છે.

કવિવર ગાન રચતા હોય તેવે સમયે તેમની પાસે બેસી રહેવાથી મને ઘણી યે વાર લાગ્યું કે સૂરની ઉન્મત્તતાને એ કેમે કર્યાં દાબી શકતા નથી; ખાવાના તગાદાથી કે કામની હાકલથી પણ તે દબાતી નથી. મને એક પ્રસંગ યાદ છેઃ "એકટુકુ છોંઆ લાગે," એ ગીતની તે સૂર-રચના કરી રહ્યા હતા. અભિમાનિની પ્રેયસીની જેમ સૂરે મોઢું ફેરવ્યું એટલે માનભંજનનો ઠાઠ પૂરો કરી કવિનું મન સૂરને લક્ષ્ય કરી બોલ્યુંઃ "અચ્છા! લે ત્યારે, તારા હાથમાં જ હું મારી વાણી સમર્પણ કરું છું." એટલામાં જ ગીત સંપૂર્ણ સ્વરૂપ પામ્યું. ગીતના શબ્દો કહેઃ "અમે ધન્ય!" એ જ ગીતના સૂરો કહેઃ "અમે પૂર્ણ."

આ પ્રકારના ગાન વિષે મારું વક્તવ્ય એટલું જ છે કે મધ્ય-યુગના સંતકવિઓ સાથે રવીન્દ્રનાથની વાણીના ભાવોનું સામ્ય હોઈ શકે છે પરંતુ ગાનની દૃષ્ટિએ અર્થાત્ આગળ કહ્યું તેમ શિલ્પસૃષ્ટિને હિસાબે કદાચ કવિવરનાં ગીતોને ઉચ્ચતર સ્થાન દઈ શકાય. મને તો આમ લાગે છે અને જે રસિક જન છે તે એનું મૂલ્ય સમજી લેશે.

કવિવરના ઋતુસંગીત વિષે બે ચાર વસ્તુઓ કહી લઉં. 'વસંત' અને 'સુંદર' એ બન્ને ગીતિનાટ્યો એમની અપૂર્વ રસસૃષ્ટિમાં ઉચ્ચ સ્થાને ગણાય છે. અનેક કવિઓએ પ્રકૃતિની શોભા નીરખીને તેથી મુગ્ધ થઈ શતશત મુખે તેનાં જયગાન કર્યાં છે. કિન્તુ પ્રકૃતિની સૌન્દર્યલીલાના રસમાધુર્યનો ઉપભોગ કરી, તેની સાથે આવા ઘનિષ્ઠ આત્મીયતાના સંબંધની સ્થાપના તથા એના રહસ્યલોકનાં દ્વારઉદ્ઘાટન અન્ય કોઈ કવિએ કર્યાં છે કે કેમ તે કોણ જાણે!! પ્રત્યેક કિસલયના મધુર કલરવથી, પ્રત્યેક કુસુમના વર્ણગંધમય આત્મનિવેદનથી અને પ્રત્યેક ઋતુના સમાગમ અને વિદાયની મિલન-વિરહ–વેદનાથી કવિનું મન આનંદે આકુળ અને વિરહે વ્યાકુળ થઈ ઊઠયું છે. બાહ્ય વિરહ–મિલનની ઓથે જે માયામય રહસ્યલોક છુપાયેલ છે તેના રૂપાતીત માધુર્યનું અનુસંધાન અને પ્રાપ્તિ–અપ્રાપ્તિના અનિર્વચનીય આનંદનો આસ્વાદ પામી કવિનું મન ગાઈ ઊઠે છે: "ઓ કિ એલો ઓ કિ એલો ના?"

ગભીર અનુભૂતિનો આનંદ જેમ મનુષ્યને સુખદુઃખ, મિલન-વિરહ ને જન્મમૃત્યુથી અતીત અતીન્દ્રિય આનંદલોકમાં ઉત્તીર્ણ કરે છે તેમ જ પ્રકૃતિ પણ અંતર્નિહિત ગહન શક્તિના સભરવ્યાપક ચૈતન્ય વડે ઉદ્બોધિત થઈને પ્રાણના નવીન પ્રકાશ દ્વારા જરાપરા-જયના સંદેશની ઘોષણા જગાવે છે. કવિવરના ઋતુસંગીતમાં આ વિજયવાર્તાની સાંત્વના સમી વાણી અને આવી આંતરિક આત્મીય-તાનાં રૂપ મૂર્તિમંત થયાં છે. એમના 'ફાલ્ગુની' નાટકમાં આ વસ્તુ સુંદર રીતે સમજાય છે.

# જય હે કવિ રવિ

તવ ગીતસલિલની સલીલધારા
વહી નિરંતર છલકી કિનારા,

ગુંજરી દિક્દિકકર્ણે, વનતરુવરને પર્ણે પર્ણે,
પૃથિવીઉરને નૂપુરછંદે પુલકિત કર્યું અભિનવ આનંદે,

જનગણઉર–અભિગાયક કવિ હે! ઝીલી તવ રસગાથા
ભારતી કેરો જયરથ વિચર્યો વિશ્વ–તીરથને પાથા,

જય હે! જય હે! જય શાશ્વત ગાતા!
કાલકૂટ વિષહરણ વિધાતા!

ચિરસૌન્દર્યરસિત તવ વાણી,
ગીતિ ઝંકૃત આર્ષ પુરાણી,

કાનનમાં ઋષિઆશ્રમ–વૃન્દે, દેવભુવનને મંદ્ર મૃદંગે,
રાજભવનને વિલસિત રંગે, દીનજનનને ખંડિત અંગે.

શતશતવિધ સૌન્દર્યવિધાયક કવિ હે! તવ કલગીતા
શિશિરાહત માનવમનકુંજે વસંત થઈ પલ્લવિતા.

જય હે! જય હે! જય પ્રાણપ્રવર્ષા,
અભિનંદિત જગઉદધિ પ્રહર્ષા:

અંતરતમ અંતરની રાગિની,
તલસનની આરતભર કાહિની,

પ્રાણવીણાના કંપિત તારે ઉદ્દગારી મુખરિત અભિસારે,
નિદ્રિત ચિત્તની વાસવદત્તા ઝબક પરી ભઈ પ્રભુપ્રમત્તા.

પરતમ રસ કલ્લોલક કવિ હે! રવિ તવ કાવ્યસમીરણ
ધરણીતલ રણપટ પર વરસ્યા દિવ્યામૃત–રસવર્ષણ.

જય હે! જય હે! નવ સૂર કબીરા!
કાલિદાસ રસભર્ગ ગભીરા!

તવ ગીતસલિલની સલીલધારા
વહી નિરંતર છલકી કિનારા.

★

સુન્દરમ્

## રંકનો બંધુ

ચરણ આપનાં ક્યાં બિરાજે, ચરણ આપનાં ક્યાં?
ચરણ આપનાં ત્યાં બિરાજે, ચરણ આપનાં ત્યાં–
સૌથી દલિત, સૌથી પતિત
રંકનાં ઝૂંપડાં જ્યાં;
પાછાંમાં પાછાં, નીચાંમાં નીચાં,
દૂબળાં બાપડાં જ્યાં.
ચરણ આપનાં ત્યાં બિરાજે, ચરણ આપનાં ત્યાં.

પ્રણામ નામું આપને, મારા પ્રણામ જાય છે ક્યાં?
જે ઠામ પ્રણામ નામું તે ઠામ, આપના પાય છે ના.
અપમાનોની ઊંડી ખાડે,
રિબાય બાપડાં જ્યાં,
પ્રણામનાં ઝીલનારાં રાજે,
ચરણ આપનાં ત્યાં;
પાછાંમાં પાછાં, નીચાંમાં નીચાં,
દૂબળાં બાપડાં જ્યાં.
ચરણ આપનાં ત્યાં બિરાજે, ચરણ આપનાં ત્યાં.

હું હું કરતો લટક્યો, મારો હું ન પ્હોંચ્યો ત્યાં—
તાજ વિનાના સાજ વિનાના આપ રમો છો જ્યાં;
પાછાંમાં પાછાં, નીચાંમાં નીચાં,
દૂબળાં બાપડાં જ્યાં.
ચરણ આપનાં ત્યાં બિરાજે, ચરણ આપનાં ત્યાં.

બંધુ થઈ રહ્યા છો બંધુહીનના ઘરે જ્યાં,
ક્યાં નમે છે મૂઢ મારું હૃદય અરે ત્યાં?
પાછાંમાં પાછાં, નીચાંમાં નીચાં,
દૂબળાં બાપડાં જ્યાં.
ચરણ આપનાં ત્યાં બિરાજે, ચરણ આપનાં ત્યાં*

જુગતરામ દવે

---

* 'ગીતાંજલિ'માંથી

# જિંદગી સાર્થક એ કરી ગયો

પ્રાતઃકાળ જતા વહી દિન દિને શી મંદ આ તો ગતિ,
એ તો જ્યાંસુધી કાળનો ન ખુટતો અંતિમનો અક્ષર.
મૂર્ખા કાજ ધરી મશાલ ગત સૌ કાલો બતાવે, અરે
પંથા મૃત્યુ તણો અતીવ કઠણો ધૂળે ભરેલો વળી.

રે રે દીપ અદીર્ઘ! તું ઝટ બૂઝ! આ જિંદગી તો ખરે
છાયા માત્ર સજીવ, તુચ્છ નટ એ જે રંગભૂમિ પરે
એકાદી ક્ષણ કાજ ભાગ ભજવે શો ઠાઠ કે ક્ષોભથી
ને જે થાય વિલીન વિસ્મૃતિ તણા નીબાંધમાં આખરે;
એ આખ્યાન કથેલ મૂર્ખજનનું વૈપુલ્ય જેને વિશે
છે આવેશ અવાજ માત્રજ તણું ને અર્થમાં શૂન્ય જે.

શેકસપિયરનું આ તો કથન જિંદગી તણી
પામરતા વિશે, ને છે સત્ય સામાન્ય લોકને
કાજ એ પણ ના સત્ય રવીન્દ્રનાથના સમા
માનવ કાજ તો કદી. હતો નટ મહાન એ
વિશ્વની રંગભૂમિનો, ભજવી ભવ્ય ભાગ શો
થયો અમર, જિંદગી સાર્થક એ કરી ગયો.

★

હંસા મહેતા

# પદ્માને

વ્હાલી પદ્મા! જીવનભરમાં આપણે ખૂબ ભેટ્યાં!
તે દી તારા જનહીન તટે દિન હેમન્તનો 'તો,
સંધ્યાકાળે, શુભ અવસરે, સૂર્ય સિધાવતો'તો,—
ત્યારે, માતા, તુજ ચરણમાં પ્રાણ સોંપી દીધો'તો.
સંધ્યા જાતાં નતમુખ બની સ્નિગ્ધ લજ્જાવતી તું
શાંતિધારી વધૂ સમ રહી વાક્યહીણી અકેલી;
ત્યારે જોતી કુતૂહલભરી દૃષ્ટિથી તારલી જે
તારી સામે સ્મિતમલપતી વિસ્મયે મીટ માંડી,—
તે દીથી મા, જીવનભરમાં આપણે ખૂબ ભેટયાં!

નાના કર્મે જનગણ ઘણા આવતા પાસ મારી,
કિન્તુ જાણી નવ કદી શકે આપણો સ્નેહતંતુ;
આવું શાને નવ કળી શકે કોઈ સંધ્યાભિસારે
વેળુના તે શયનપટ શા શાંત એકાંત તીરે!

જ્યારે છોડી કલબલ દળો સાહસોનાં સૂતાં'તાં,
જ્યારે ગ્રામે પૂરવ તટનાં બારણાં બંધ થાતાં;
ત્યારે ગાનો અમ હૃદયનાં કોઈ સુણી શકે ના!
ગ્રીષ્મે શીતે શરદ વરષાકાળમાં શાંત ચિત્તે,
જ્યારે ત્યારે જીવનભરમાં આપણે ખૂબ ભેટ્યાં!

તારે તીરે રહી કંઈ દિને ખૂબ છે મેં વિચાર્યું:
કે જો જન્મી પુનરપિ અહીં, દૂર કો જન્મભૂમિ-
માંથી આવું તરણી વહતો વ્હેણુ સામે ગૂઝંત,
કૈં કૈં ગામો, અવનવ ભૂમિ દેખતો, વૃક્ષલીલા,
કૈં કૈં વ્હોળા પટ પર ધૂળભર્યા, ભેખડાળા કિનારા-
એ સૌ જોતો સમીપ તુજ મા, આવતાં જાગશે ના
કો'દી ઊંડી હૃદયભરતી ચેતના પ્રાણભીની?

વ્હેલાં જ્યારે પુરવજનમે સેંકડો વાર તીરે,
છૂપું મારું હૃદય નીકળી બ્હાર કલ્લોલતું જ્યાં,
તે એ તીરે, સમય પર ને, સેંકડો વાર પાછાં
ભેટીશું ના જગતભરમાં આપણે બે અકેલાં?*

★

'પુંડરીક'

* 'ચૈતાલિ'માંના એક કાવ્યનો અનુવાદ

# મૃત્યુમાંગલ્ય

ઋષિ તું, આર્ષદ્રષ્ટા તું, સ્રષ્ટા તું પયગંબર,
ત્રિકાળ વીંધતી તારી વાણી રમ્ય ઋતંભર.
બ્રહ્મ – વર્ચસ્વથી પૂરા પ્રકાશ્યો પરમેશ્વરા !
વેર્યાં તેં તેજનાં મોતી રાખી ના અધૂરી ધરા.
ઊર્ધ્વમુખી કર્યાં સૌને અસ્મિતા પ્રકટાવીને,
અંતરે શુભ્ર માનવ્ય- બીજ નક્કર વાવીને.

વીણાના તાર તૂટ્યા શા ! ગાનધારા છૂટી ગઈ !
વાદ્ય રેલાવનારાની અંગુલિ અટકી ગઈ !
શેષ હાલે ! ધરા ધ્રૂજે ! કંપકો કંઈ થાય છે
ગાનારો વેદની ઋચા આજ અદૃશ્ય થાય છે !

સૂર્યચંદ્ર ઉષાચંદ્રી ગુણ તારા સૌ ગાય છે !
વિશ્વની માધુરી તારા ચરણે શી લેટાય છે !
આભને આંગણે કેવાં કુમકુમો સીંચાય છે !
મૃત્યુમાંગલ્યનો આજે ઉત્સવ ઊજવાય છે.



મોહિનીચંદ્ર

# મરણ તું મુજશું બોલ !

જીવનની અંતિમ પરિપૂર્તિ મરણ, તું મુજશું બોલ,
રે મુજ મરણ, તું મુજશું બોલ.

જીવનભર તમ કાજે સ્વામી,
આંખો મુજ નિદ્રા નવ પામી,
તારે કાજ સહ્યાં મેં સઘળાં સુખદુખ, અવ તું બોલ,
જીવનની અંતિમ પરિપૂર્તિ મરણ, તું મુજશું બોલ.
જે છું, જે પામ્યો છું જગમાં, આશા જે મન મુજમાં,
અજાણતાં મુજ પ્રેમ બધો યે આવે ધસતો તુજમાં.

મિલન થઈ જાશે તુજ સાથે
એક જ તવ શુભ દૃષ્ટિપાતે,
જીવનવધૂ નિત અનુગત બનશે, બોલ મરણ એક બોલ,
જીવનની અંતિમ પરિપૂર્તિ મરણ, તું મુજશું બોલ.
વરણમાળ ગૂંથી રાખી છે મમ અંતર મોઝારે,
ક્યારે નીરવ હાસ્ય મુખે તું વર બની આવે દ્વારે ?

ત્યાર પછી ઘર મારે શાનું ?
કોને હું નિજ કે પર માનું ?
વિજન રજનિમાં મળશે પતિશું પતિવ્રતા, તું બોલ,
જીવનની અંતિમ પરિપૂર્તિ મરણ, તું મુજશું બોલ.

અનુવાદક
નગીનદાસ પારેખ

# અજાણ્યુ કાજે

[ કલ્યાણ : ત્રિતાલ ]

ઓ, ચાલે જાય, ચાલે જાય, ચાલે જાય !

લાલરંગી માટી – કેડા
ઝટકે ફાવે ત્યાંય,
સોનેરી બિછાયાં ઘાસ
તેમાં ભળી જાય,
ચંચલ સુખોની આશા
આગે ચાલે જાય;
માથે મર્મરન્ત વનો
રિઝાવે રિઝાય,
મત્ત બની મારું મન
દૂર દોડી જાય !—ઓ, ચાલે૦

અનંત પદધ્વનિ આ
ઘૂમે વનમાંહીં,
હજી દૂર, હજી દૂર,
જાવું મારે ક્યાંય !
અટકી નહીં શકાય,
એક પછી એક પાય,

ઝરણુ – તરંગ જેવા
નાચે શિલા માંહીં,
પ્રકંપિત પવનો શા
શૃંગોમાં અથડાય—ઓ, ચાલો૰

કોણ ખેંચે ભાઈ ?
નિબિડ વનોની માંહીં,
પર્વત–કરાડો માંહીં,
કોઈ ખૂણે ક્યાંય–
કોણ તને ઓ, રે, આજ
બોલાવે છે ભાઈ !
અજાણી આશાને ચાળે
પ્રાણ ચાલે જાય,
પાછળ પ્રણયે મારા
પાય ચાલે જાય !—ઓ, ચાલો૰

અસ્ખલ બજંત તાલ
બાહ્યાંતર માંહીં,
પાખરુ કહે છેઃ ‘ ઝાલ !
પળો ચાલી જાય !’
દ્રુમ ડાલી કહેઃ ‘ ચાલ !
ચાલ રે, જવાન લાલ !
પ્રશાંત બિછાવી છાંય
પ્રવાસીને પાય ! ’—ઓ, ચાલો૰

જેના ઉરે પ્રેમે બેસી
આશાની છેડી છ બંસી,
અજાણુ કાજે રે, જેના
મને બધી માઝા મેલી,
જેની આંખો આગે આખી
દુનિયાની કેડી ખૂલી,
જો ચાલે જાય,
ઓ, ચાલે જાય !—ઓ, ચાલે૦

★

સ્વપ્નસ્થ

# રવીન્દ્રનાથ ટાગોરને

ખાલી અરે ગગન ભારતનું ! અને આ
કારુણ્યમૂર્તિ દૃગદૃષ્ટિ ઢળી; કપાઈ
કો ક્રૌંચપાંખ; ઘુઘવે નિશીથે સમુધ-
લીલો, રુંધે તુમુલ મારુત ક્રુદ્ધ શબ્દે;
આનંત્યોનાં ઉંડાણે દૂર સુદૂર ખર્યો ક્રન્દને એક તારો.

શિલ્પી, કલાનિધિ, અનેક નૃપેંદ્રનાં તું
રત્ને સજે વસન, ગાયક ! મુગ્ધ કીધી
હંસસ્તના તરુણીઓ તુજ ગાનથી તેં,
ચીરે અસિથી પટ ગોરજનો તું વીર,
હા, તું નથી ! નહિ હવે, નથી તું, નથી તું.

આજે હતાં શિશુઉરો હજી મોદભીનાં,
ભસ્માશ તે, ધખકતાં અવ એ વ્યથામાં,
ત્વજ્ઞાત્મ ઓગળી ગયો ગુરુ, પંચતત્ત્વે–
પૂંઠે અસ્વસ્થ, નિદ્રારહિત મુકી ગયો પ્રેતના પુંજ માત્ર.*

★

હરિશ્ચંદ્ર ભ ભટ્ટ

---

* પ્રભાકર કેકિના અંગ્રેજી કાવ્યનો મુક્ત અનુવાદ

# કવિ–નિધન

[ ૧ ]

'સંકેલી આયુની લીલા ગુરુદેવે,' સુણી થયાં
ભીનાં ચક્ષુ, 'અરે કાળ નિષ્ઠુર' વચનો સર્યાં.

કાળ વીત્યે, શમે હૈયે વ્યર્થ દુઃખની હાય, હું
ચિંતવું 'કાળને શાને ઉપાલંભ દઉં ? કહું
જીવનપુષ્પના પર્ણે કાવ્યનર્તન રમ્યમાં
તુષારપુત્રને મગ્ન જોઈ ચિત્તપ્રસન્ન, આ
સહસ્રરશ્મિએ બાહુ પ્રસારી, અંકમાં લઈ
કોટિ આલિંગનો લીધાં; તરુછાંયે સપર્ણની
પ્રમત્ત સોમપાને સૌ દેવો જ્યાં ડોલતા હતા;
ત્યાં આવી વદ્યા આમ, 'હેમનાં પાત્ર સોમનાં
ભરો હાવાં રસે મિષ્ટ અધિકા કવિકાવ્યના.'

કવિની વહતી વાણી, સોમની શમતી તૃષા,
દેવો ડોલ્યા, મરુતે જ્યાં મૃદંગે થાપ દીધ, ત્યાં
ગંધર્વો તંતુવાદ્યોની સૂરમિલાવટે મચ્યા.
રેલાવી કવિએ વ્યોમે ચિત્તરંજક રાગિની,
પાથરી મોહિની, રીઝ્યા શેષાંકે કમલાપતિ.
ભલે હો પૃથ્વીનાં આંસુ, સ્વર્ગનું સ્મિત, હો ભલે
આપણી ખોટ, દેવોની વૃદ્ધિ, શોક શમો ઉરે.

[ ૨ ]

કિન્તુ શોક શમે! ક્યાંથી? અધિકો વધતો રહે.
દિને ભૃંગ સ્મરે રાત્રિ, અંક અંબુજનો, ત્યમે
કાવ્યના કમળે લોટ્યું, માણ્યું હૈયું જ ભૃંગ, એ
વિસ્મરે સહજે ક્યાંથી કાવ્યની રજની, કવિ
ખગોલે દીર્ઘ જે વ્યાપી? બિડાઈ ઉર આ અલિ
સ્મૃતિપુટે, રહે ઝંખી સ્વરાંદોલન – ઝંકૃતિ,
ગત સુખક્ષણો કેરી મોહિની મૂકતી નથી.
તૃષા આ ભૃંગ હૈયાની જાગતી રે! ફરી ફરી. ૧૩

ચક્ષુ જેણે નથી જોયા સદેહે, કાવ્યદેહનાં
દર્શનો લીધ, તેયે કાં ધરે અશ્રુ? ન વિસ્મય,
જેણે જોયા શમી તેની ઝંખના, નવ અન્યની
કલ્પનાને રહી સીમા, રહી જે બંધુનેહથી
છલંતી છંદકાયામાં ભાવના નદ ભેટતી.
તેનું તો અદકું દુઃખ, નિધને તમ, હે કવિ. ૧૪

કવિની પ્રણયિની આ કવિતાએ અહર્નિશ
હૈયાના સુક્ષ્મ સંવેદ સ્પંદન અમને કહી,
બનાવી હર્ષને શોક તણા સાક્ષી,ન આત્મીય
પદે સ્થાપ્યા? પછી હાવાં પડ્યે નિધન–વીજ આ
મેઘાચ્છાદિત હૈયું જે કાવ્યકેકા સુણી થયું,
વરસીને હળવું થાવું રહ્યું એને ખરે, વિભુ. ૧૫

[ ૩ ]

પ્રાતઃકાળ મહર્ષિ શા અર્ઘ કાવ્યઋચા દઈ
સૂર્યને, યાચતા સૃષ્ટિ સત્ય ને શિવ સુંદર
ત્રિગુણે લસતી, જાણે રૂપરાણી વિકેરતી
રૂપરંગ સુગંધોના રશ્મિ, લોચન ઠારતી.
સોલ્લાસ સૃષ્ટિના ભવ્ય દર્શને કવિતા સરી
સ્વયંભૂ, સ્વપ્નભંગો કૈં સહ્યા, તોય ધસી રહી,
ધીરગંભીર વેદોની મંત્રઋચા સમી દઈ
ગીતાંજલિ, વળી કૂણા ભાવતંતુ થકી ભરી
બીજના ચંદ્રની હોડી, હલેસે હળવા, સરી
જનહૈયા-જળે નિત્યે બાલભાવો જગાડતી.
ગાંભિર્ય ભક્તિનું ગૂઢ, મૃદુલા પ્રણયોર્મિની,
ક્ષણે ભવ્ય, ક્ષણે રમ્ય, હૈયે ઉછાળતી જતી.
આજ એ કવિતાસ્રોત થંભતો, કિન્તુ હે કવિ
વિસ્મરે ક્યમ સૌન્દર્ય સાથના સફરી પછી? ૨૬

[ ૪ ]

નથી વાસ્યાં તમે દ્વાર કંગાલ દીનહીનની
આર્તવાણી સુણી, કિન્તુ ભગ્ન, વ્યક્ત, તૃષાર્તની,
પીડિતોની સુણી મૂંગી વેદના વ્યક્ત કાવ્યમાં
કીધી, ને માનવીપ્રેમ વિશ્વબંધુત્વભાવની
જાન્હવી જગમાં લાવ્યા ભગીરથ તમે કવિ.
કાવ્યોદ્ગારે મનુષ્યોના હૈયાના દેવી તત્ત્વને

આસુરી અંશને હાળી બળવંતું કરતા તમે.
રાષ્ટ્રત્વ વિશ્વરાષ્ટ્રત્વે શમે, ને વિશ્વમાનવી
માનવી થાય, ને જન્મે શિવસૃષ્ટિ, વસે જહીં
માંગલ્ય વેરતા સર્વે; ભાવના કાવ્યમાં રહી. ૩૧

કવિકુલે રસજ્ઞાત્મા કાલિદાસ તણી વરી
દૃષ્ટિ સૌન્દર્યને પીતી પ્રકૃતિનું, નથી નથી
અલ્પ કૈં કરુણા કાવ્યે આર્દ્રતા ભવભૂતિની.
વેદ શી પ્રાણદા વાણી વાલ્મિકિ પ્રતિભા વસી
સર્જને, દર્શને જાણે આર્ષદ્રષ્ટા, ઋષિ, કવિ,
દૃષ્ટિ આ વિશ્વની આમ મીંચાતી : દુઃખની ઘડી. ૩૪

[ ૫ ]

અમારા શોકને સીમા, અસીમ શોક સૃષ્ટિમાં
વિસ્તર્યો, કોમળા મુગ્ધ પર્ણપુષ્પ ઉરે, હવાં.
પ્રભાતે રવિનાં રશ્મિ સ્પર્શે તેથી ય આપનાં
ચક્ષુતેજ રહે ખ્હેલાં ઝીલી જે કુસુમો, જઈ
કોને વિતકની વાતો કે'શે હાવાં કવિ ? વળી
સાયંકાળે કરી ઊર્મિ છંદબદ્ધ, અબોલને
દઈ વાચા, જશે કોણ હર્ષથી અવ પુષ્પની
સમીપે ગુંજવા મીઠા સૂરે ગીત, કહો ફરી ?
મૂકના મનની વાણી ઉકેલે કોણ, હે કવિ ?
અબોલ ઉરની વ્યર્થ ભાવરિદ્ધિ જશે વહી. ૩૯-
ધૂસર ઉપવસ્ત્રે આ ઢાંકતી મુખમ્લાન શી
રક્તનેત્ર ઉષા ઊગી : રંઝલીલા હવાં કશી

રૂપને ઝીલતી દૃષ્ટિ કવિની ક્યાંય રે ! નથી.
મંદવાયુ વહે વાણી સુણતાં શ્રવણો નથી.
નિર્ઝરો રસળે આડાં સ્વહીન, રટે કયહીં
વાત છાની ? તરુદેહે લપેટી અંગ વલ્લરી
સ્પર્શને સ્મિતની આશા વિલાતાં ઝૂરતી રહી.
કુમુદવૃંદ જો, ઊભું નિયતિન્યાય વિસ્મરી
સજળ પત્રનેત્રે આ સૂર્યતાપ અહીં, નથી
કલરવ વિહંગોનો મીઠો નિકેતને કયહીં.
પ્રકૃતિ પશુપંખીની વાણી આમ શમી ગઈ.
એમના શોકની ઝાળ જીભાળા કળશે કદી ! ૪૫

[ ૬ ]

સાચે જ હિંદમૈયાના બંગભૂમિ – ઉરસ્થલે,
ભાવોર્મિયુક્ત આવેશો આવેગો ઊઠતા રહે.
રાષ્ટ્રીય જીવને જોવા ઊર્મિશીલ યુવા મળે;
શીળું આહૈયું યે કાળી યાતના સ્નેહની સહે.
જન્મ્યા લજ્જામણી કેરી હૈયાધબક પારખુ
વિજ્ઞાનવીર, ચૈતન્યે હરિતાદાત્મ્ય ભક્તિની
ગાઈ ગીતા અહીં, ગૂઢ હૈયાની સુક્ષ્મ ઊર્મિનાં
સંવેદનો ગવાયાં હ્યાં સર્વોચ્ચ કવિકાવ્યમાં.
આલેખે કલ્પના માતા, ચક્ષુ સન્મુખ ચિત્ર આ:
પંજાબ ને મહારાષ્ટ્ર, બાહુ બે બળવંત, ને
મધ્ય સંયુક્ત પ્રાંતો મા, વક્ષસ્થળ જ, મસ્તક
ગુર્જરાષ્ટ્ર, ભલે કિન્તુ હૈયું તો બંગભૂમિ જ.

જતાં ગાનાર હૈયાની ગૂઢ ઊર્મિ તણા કવિ,
સમસ્ત દેહ તારો મા, કમ્પે તેમાં નવાઈ શી ? ૫૨

[ ૭ ]

ગહન વ્યોમ, ને અબ્ધિ પૃથ્વી કેરા જીવાણુઓ,
સમસ્ત વિશ્વનાં બાળો મળી સર્જક, પોષક,
સંહારક સ્વયંભૂને ગીતાંજલિ દઈ, અવ
સમૂહગાનમાં નમ્ર ભક્તિભાવે રહ્યાં સ્તવી.
'પ્રાર્થના આ ધરી કાંત પૃથ્વીના કોટિ કંઠની
થંભો ના કવિનું ગાન, વાણી થંભો ન વિશ્વની.' ૫૫

★

દુર્ગેશ શુકલ

## દિવંગત ગુરુદેવને

મૃત્યુ તો તમને લેવા આવ્યું, માન્યું લઈ ગયું.
તેણે ખોલી જહીં મુઠ્ઠી ત્યાં તો ભોઠું પડી ગયું.
આશ્ચર્યે તે 'અરે! ક્યાં એ?' વદીને નીરખે પૂંઠે
હૈયે હૈયે તમારી એ નિહાળે છબી જે ઉઠે.
ભવ્ય એ જિંદગાનીની પાસમાં વામણું બન્યું;
જીતવા આવિયું તે જ પતાકા જયની થયું.

તેજે જે પ્રજ્જ્વળી ઊઠયાં સૂર્ય, તારા, નિહારિકા
તેજથી સળગે નિત્યે એ જ જે પ્રાણની શિખા.
મથ્યું એ ફૂંકથી તેની ઓલવી નાખવા જ એ,
લાખ લાખ શિખા થૈ ત્યાં પ્રકૃતિ માનવી વિષે
વિરાજે એ અને હસે.

આવ્યું'તું જિંદગી લેવા આપી ગયું અમરત્વ એ.



પ્રહ્લાદ પારેખ

## મહર્ષિ ટાગોરને

આજે અમારાં ઉરમંદિરોમાં
સ્વત: થયા બંધ નિનાદ ઘંટના;
સ્થંભ્યા શું સૌદામિનીના પ્રપાતમાં
કરો અહો ઝાલરને બજાવતા ! !

થતું શું આ ? દીપ પ્રકાશ એનો
પ્રસારીને અંતિમ બૂઝવાની
તૈયારીમાં, વ્યાકુળ પ્રાણજ્યોતિ
સહસ્ર કાં આમ વળાંક લેતી ?

આનંદની રેખ અરે ! હજી તો
મુખે હતી સ્વૈરવિહાર લેતી;
ત્યાં તો ઢળી આમ અમાસ કેરી
ક્યાંથી કહો, શ્યામલતા વિષાદની ?

અહો મહર્ષિ ! કવિ ! ઓ કલાજ્ઞ !
નિસર્ગના સાત્ત્વિક હો પૂજારી !
વિશ્વોન્નતીચ્છું, અમ ભારતીના
વર્ચસ્વના કૌસ્તુભ ગૌરવન્તા !

આનંત્યમાં અંતિમ લીન થાતી
વિશ્વેશની કેડી વિષે ભળી જતી,
પદાકૃતિ આછી રહી નિહાળી
આંસુભરી આંખ વસુંધરાની !



'શશિન્' ઓઝા

## મહાકવિ રવીન્દ્રનાથ ટાગોરને

પદ્માસને સંસ્કૃતિના તમે કવિ!
મહાકવિ, નિત્ય પ્રસન્ન રાજતા:
મ્હોરે હજુ ગીતવસંત–ફાલ્ગુની
આજે કવિ પલ્લવપુષ્પ–પુંજે
ઘરે ઘરે જીવન વિશ્વકુંજે
ભરી તમે; કોક વસંતપ્રાતે
નવાં ઉરે યૌવનમત્ત શ્વાસે
થડકારતી મંજુલ ગીતપુષ્પથી:
અને કવિ,
તમારી કીર્તિ કવિતા બનીને
સુમંગલા ભુવનમોહિની રૂપે
અરૂપ અમૂર્તિત ભેદમૂર્તિ જે
ચિરઃજીવી પુષ્પિત ગીતિમાલ્યને
કંઠે ધરીને તવ ગીત–આડમાં
જે બેસીને ચિરમધુર વાણીથી
ગાતી મૃદુ મર્મર છંદછંદે
નિરંતર; ઉન્નત દેશપ્રેમના
આલોક અંધાર તણાં ગીતો અને
આજીવને મંગલ સત્ય સુંદર
જે જે બધું એ સઘળું વહાવતી

સ્વરે સ્વરે નૂતન રાગિણીએ
સંસારહાટે નીત ગેહગેહમાં:
અને નીલાં પ્રકૃતિ–દર્શનોની
પરંપરાથી થઈ મુગ્ધ મુદિત
ઋતુ ઋતુનાં ગીત, સ્વર્ણકંકણો
વાગી ઉઠે જેમ સુડોળ હાથમાં
વહે ધ્વનિ એ સમ નિર્ઝરોના
મંદાકિનીનાં ગીત, કોટિ કલ્પના
થકી અતી સુંદર, ગિરિશૃંગને
સુભવ્ય સુશ્યામલ મેઘતોરણે
ભરેલ આકાશ તણાં ગીતે ગીતે
જગાડતી માનવઉર–ઉરને
ને સાંધ્યટાણે તવ ગીતમૂર્તિ એ
પ્રભુપદે જીવનઅર્ધ્ય ઢોળીને
ભક્તિભીનાં ગદ્ગદ અંતરે કવિ!
જલાવતી દીપક ભાવનાનો.

★

સુરેશ ગાંધી

# ૧

## જ્યારે ગુરુદેવની આંખો છલકી ઊઠી....

ગુરુદયાલ મલ્લિક

એ ઓગણીસસો એકતાલીસના વર્ષના જુલાઈ માસની પચીસમી તારીખનું પ્રભાત હતું.*

ગુરુદેવ રડ્યા. પણ એ આંસુમાં કોઈ અજબ ભીનાશ હતી. એવું કહેવાય છે કે, જ્યારે જ્યારે બે સાચા પ્રેમીઓ છૂટા પડે છે ત્યારે ત્યારે હિમાલયનો ઉચ્ચ પ્રદેશવાસી એ પુરુષ-શ્રેષ્ઠ આંસુ સારે છે.

અને એ પણ શું એના વિશાળ કુટુંબથી (જેને એણે પોતાનો સમસ્ત જીવનરસ પાઈને ઉછેર્યું હતું) વિખૂટા પડતા ન હતા? જોકે એ વિદાય તો તેની આધ્યાત્મિક દૃષ્ટિએ તો થોડા કાળ માટેની જ હતી પણ તેનાં દેહ-ચક્ષુઓથી તો તે ચિરકાળની વિદાય હતી.

તેનાં આ શાંત આંસુઓથી મારા મનની દૃષ્ટિ દૂર દૂર એ સુંદર ભૂતકાળમાં દોડી ગઈ, જ્યાં કણ્વ મુનિ પોતાના આશ્રમમાંથી શકુન્તલાને પતિને ઘેર વિદાય દેતા રડતા હતા.

અને હા! ગુરુદેવ—આ આધુનિક યુગના કણ્વ મુનિ—શાને

* રવીન્દ્રનાથને જ્યારે ઓપરેશન માટે કલકત્તા લઈ ગયા ત્યારે આશ્રમની અંતિમ વિદાય હતી.

રડતા હતા ? કારણકે એ જાણતા હતા કે હવે આ દેહે પોતાની આ શકુન્તલા–શાંતિનિકેતન આશ્રમ–ને એ ફરીવાર જોઈ શકવાના નથી.

એનું રડવું શું તેની લાગણીવશ નબળાઈનું પ્રદર્શન હતું ? બુદ્ધિએ જવાબ આપ્યો, 'હા.' પણ આત્માનો જવાબ કંઈ જુદો જ અને સંતોષપ્રદ હતો. તેણે ઉપરના જવાબને પડકારતો બીજો જ પ્રશ્ન મૂક્યો, "હિમાલયનાં ભવ્ય પ્રશાંત હિમાચ્છાદિત ગગનચુંબી શિખરોને જ્યારે સૂર્ય ભેટે છે ત્યારે એ પીગળે છે શાને ?"

જરૂર, ગુરુદેવ 'મૃત્યુ'ને બરાબર પિછાણતા હતા. અને એટલે જીવનને વધારે સાચી રીતે સમજતા હતા. 'મૃત્યુ' એ ચેતનાના અસીમ સાગર પરનાં બે ઊર્મિશિખરો વચ્ચેની ખીણ માત્ર છે. જે પળભરમાં વિલીન થવાની.

અને છતાંય તે રડ્યા. તે રડ્યા કારણકે તે અત્યંત માનવી-ભાવે રડતા હતા; માનવીઓનો એ મુકુટ, સ્વર્ગનાં સુખોની પરવા કરતો ન હતો. ત્યાં બધું યે મળે છે અને બધાં યે સત્યો આંસુ વિના જ સમજાય છે.

આવી તેની ગહન માનવતા તેના સુવાસભર્યા આત્મામાં, તેના સુંદર વદનમાં ને તેના દિવ્ય દેહમાં વસી હતી. જાણે પુરાણો-નો દેવ અત્યારના માનવોની વચમાં ક્રમ ચાલતો હોય !

કેટલાક ભક્તો માને છે તેવો જો તેણે પોતાની મુક્તિનો સ્વાર્થી માર્ગ લીધો હોત તો ક્યારના યે ગુરુદેવે આ ભૌતિક જીવન-માં પુનર્જન્મના ચકાવામાંથી મુક્તિ મેળવી હોત. પણ એણે પોતાના બંધુઓમાં જ રહેવાનું અને તેમના બનીને જ રહેવાનું પસંદ કર્યું; કારણકે તેની હૃદયપાટી પર પ્રભુએ જાતે જ સ્વર્ગનો મંત્ર લખી આપ્યો હતો, "મારો બંધુ ને હું એક જ છીએ."

અને કદાચ ભૌતિકવાદીઓ ઇચ્છે છે તેમ જો તેણે કળાના મહેલની ઊંચી અટારીઓમાં જ વસવાનું રાખ્યું હોત તો ક્યારના યે

આ જગતના એક રત્નજડિત મુકુટવાળા રાજા બની ગયા હોત, જેઓ પોતાના મિથ્યા આડંબરથી મોહમાં આંજી નાખે છે.

પણ એણે તો ફૂલોથી છવાયેલ કંટકમય રસ્તા પર જ વિચરવાનું રાખ્યું. એ બુદ્ધનો ત્યાગનો રસ્તો બંધુભાવ, બંધનો, ને પ્રીતિપૂર્ણતા પર થઈને ચાલ્યો જાય છે.

અને આવી રીતે મારી યાદમાં તે બે પ્રસંગે રડયા છેઃ એક વખત ૧૯૧૯ના એપ્રિલમાં ગુજરેલ ભયંકર અમાનુષી રોમાંચક પંજાબના અત્યાચારની વાત સાંભળીને અને ફરી જ્યારે પોતાના પૌત્રનું (જેનું જીવન અનેક મહાન આશાઓથી ભરેલું હતું) ભરયૌવનમાં મૃત્યુ થયું તે હૃદયભેદક સમાચાર સાંભળીને.

નહિ, નહિ, આ વિશાળ વિશાળ જગતમાં જ્યારે જ્યારે જ્યાં જ્યાં सत्यम् शिवम् सुन्दरम्ની ત્રિમૂર્તિનું કોઈ સત્તા–ચકચૂર કે સ્વાર્થી વ્યક્તિથી, વર્ગથી કે રાષ્ટ્રથી ખંડન થતું ત્યારે ગુરુદેવ અજબ શાંતિથી રડતા.

કારણકે એનું હૃદય Seismograph જેવું હતું જે માનવતાના હૃદયમાં થતો દરેક ધબકાર ઝીલતું.

ગાંધીજીએ એક વખત ગુરુદેવને 'મહાન ચોકિયાત' (The Great Sentinal) તરીકે ઓળખાવેલ. અને સાચે જ એ મહાન ચોકિયાત હતા જે હંમેશ અચળ રીતે એ સીમાંત પર ઊભા રહેતા જ્યાં, સત્યથી અસત્ય, પ્રેમથી તિરસ્કાર, કરુણાથી વિલાસ, ગોચરથી અગોચર, રૂપથી અરૂપ અને દૈવીથી માનવ જુદાં પડતાં.

એટલે જ્યારે જ્યારે ગુરુદેવે આંસુ સાર્યાં હતાં ત્યારે એનાં આંસુમાં માનવતાના પ્રેમની ઉષ્મા હતી, અને છતાંય અનંત સત્યસિંધુના આરા પરથી વાતા ડહાપણનો પણ એમાં સ્પર્શ હતો.

# ૨

# કવિવરને અંજલી

**કવિશ્રી ન્હાનાલાલ દલપતરામ**

અમદાવાદના વિદ્યાર્થીબન્ધુઓ,

ગઈકાલે ઋષિતર્પણની તિથિ હતી. આપણો એક ઋષિપુત્ર ઋષિતર્પણની તિથિએ આથમ્યો, એક ગૌરવગુણાન્વિત મહાન ભારતવાસી ખરે મધ્યાહ્નને અસ્તાચલે ગયો એની આ શોકસભા.

વિદ્યાર્થી–આલમને એ વહાલો હતો, શા માટે? એ ભૂતકાળને જોતો એથી ભવિષ્યકાળને વધારે જોતો. ભૂતકાળને ભણે એ યૌવનને વહાલો, જોબનજોધ રવીન્દ્રનાથ સદા આશાવાદી હતા. એંશીની ઉંમરે પણ એમનામાં યૌવનનો ઉત્સાહ હતો.

એ આથમ્યો છે? ના, ના. અંગ ત્યાગી અનંગ થયે કામદેવ આથમ્યો છે જગતમાંથી? ગઈકાલે રવીન્દ્રનાથ અંગ ત્યાગી અનંગ થયા એ ખરું, પણ ગઈકાલથી રવીન્દ્રનાથનાં તેજ અસ્ત પામીને અનસ્ત થયાં છે.

વર્ષો પૂર્વે ઈ. સ. ૧૯૧૩માં એક તિથિએ યુરોપથી ભારતવર્ષે તાર આવ્યો અને ત્યારે સમસ્ત ભારતવર્ષે જાણ્યું કે યુરોપી કવિમંડળમાં આગ મુકાવે એવો કવિવર આજે પણ ભારતમાં છે.

ત્યારથી, એમના બાવનમા વર્ષથી તે આજ સુધી ટાગોર વર્તમાન ભારતના કવિવર ગણાયા.

એક કાળે થોડાંક વર્ષો એવાં પણ હતાં જ્યારે ઇંગ્રેજી ભાષા-ના પણ વિદ્યમાન કવિઓમાં ટાગોર અનામિકાની આગામી આંગળીએ પ્રથમને ટેરવે વિરાજતા.

ટાગોરને ને ભારતને અભિનંદતો એ હતો સ્ટોકહોમનો તાર.

શોકસભાઓ દેશભરમાં ભરાશે: પણ અમદાવાદના વિદ્યાર્થી-મંડળની આજની શોકસભાની વિશેષતા છે.

આપણા અમદાવાદે ગૌરવ લેવાનું છે કે સાબરમતીનાં પાણી-એ પણ ટાગોરને કવિતાપ્રેરણા પાઈ છે.

સિત્તેરેક વર્ષો ઉપરની એ વાત છે. રવીન્દ્રનાથ ત્યારે બાર–ચૌદ વર્ષના કિશોર હતા.

ઇ. સ. ૧૬૧૬–૧૭માં જહાંગીર બાદશાહ અમદાવાદમાં આવ્યા હતા, વર્ષભર રહ્યા હતા. નૂરજહાં ને મુમતાજમહાલનાં સૌન્દર્યકિરણોથી અને જહાંગીર ને શાહજહાંની સંસ્કારલક્ષ્મીથી અમદાવાદના બાદશાહી મહેલો ને રાજમાર્ગો ઝળાંઝળાં થતા. શાહ-જાદો શાહજહાં ત્યારે ગુજરાતની સૂબાગીરીએ હતો. ત્યારે, જમના-કાંઠે તાજમહેલ સ્થપાયો તે પૂર્વે વીસેક વર્ષે આપણી સાબરને કાંઠે શાહજહાં ને મુમતાજના મહેલો સ્થપાયા હતા. આજ કમિશ્નર રહે છે એ શાહજહાંનો મહેલ ને આજ પોલીસ સુપરિન્ટેન્ડન્ટ રહે છે એ મુમતાજનો મહેલ. કનેની મસ્જિદમાં શાહજહાન ને મુમતાજ બંદગી કરતાં, નિમાઝ પઢતાં.

એ વાડીઓ ને કુંજો ત્યારે બેગમપરું કહેવાતાં.

આજથી સિત્તેરેક વર્ષો ઉપર ૧૬ વર્ષની વયે વિલાયત ગયા તે પહેલાં રવીન્દ્રનાથના મોટાભાઈ સત્યેન્દ્રનાથ અમદાવાદમાં સેશન્સ જજ હતા, અને શાહજહાનના એ સાબર મહેલમાં રહેતા. બાર–ચૌદેક વર્ષના કિશોર રવીન્દ્રનાથ ત્યારે ભાઈને ઘેર આવતા, શાહજહાનના

મહેલની સાબરતટની વિશાળ અગાસીમાં ટહેલતા, સાગરલહરીઓ ગણતા, સાગરનું પાણી પીતા, સાબર-લહરીઓની કવિતા ઝીલતા.

એ અરસામાં અમદાવાદમાં બ્રહ્માનન્દી કેશવચન્દ્ર સેન આવતા. દયાનન્દ સરસ્વતી આવતા. અમદાવાદમાં માનવ-સિંહો ગાજતા.

૧૮૭૦-૭૫ના એ અરસામાં થિયોસોફિકલ સોસાયટી સ્થપાઈ હતી અને હિન્દમાંથી પશ્ચિમના સુધારાનાં પાણીને પાછાં વાળતી હતી.

સત્યેન્દ્રનાથ ગયા ત્યારે દલપતરામે કવિતા ગાઈ હતી, દલપત-કાવ્યમાં છપાયેલી છે. સત્યેન્દ્રનાથ ગયા ત્યારે પોતાની પાછળ બંગાળી ટોપી મૂકતા ગયા હતા જે ટોપી ભોળાનાથ-કુટુંબમાં સ્વ. નરસિંહ-રાવ ને કૃષ્ણરાવ પહેરતા, મહીપતરામ-કુટુંબમાં સ્વ. રમણભાઈ ને ગુણભાઈ પહેરતા. બંગાળના ભાગલાની ઝુંબેશ પછી એ ટોપી અમદાવાદમાંથી અલોપ થઈ.

ટાગોરના કવિતા-ઘડતરમાં અમદાવાદનો ને સાબરનો એટલો ફાળો છે. ગુજરાતને ગૌરવ-કારણ છે કે કવિવર શ્રી. ટાગોરના કાવ્યસૃજનમાં ગુજરાતે પાણી સીંચ્યાં છે.

એ ખરું છે કે ટાગોર ભારતકાર નથી, ભાગવતકાર નથી, રામાયણકાર નથી. અને એ પણ એટલું જ ખરું છે કે રવીન્દ્ર-નાથ ગીતગોવિન્દની ને ચૈતન્યની ભૂમિકાના કાવ્યછોડ છે; હિમા-લયવાસી પિતૃદેવનો ઉપનિષદ-વારસો પામેલા કાવ્યશ્રીમંત છે; કેશવચન્દ્ર સેન ને વિવેકાનન્દના વચનામૃત પીધેલા કવિવર છે.

પ્રેરણાના અંકુર પોતાના હતા; અંકુરોને જળ સીંચનારા-ઓ પણ ધુરંધરો હતા. ઈશ્વરદત્ત પ્રેરણા, પિતૃવંશના ઉપનિષદ સંસ્કાર, ગીતગોવિન્દકાર, નીમાઈ અને ચંડીદાસ શા વૈષ્ણવી કાયદાઓનું પદલાલિત્ય, કેશવની Internationalismની ભાવના અને જગ-પ્રવાસી તરીકેનો નિજ અનુભવભંડારઃ એ સહુનો વિકાસ અને સમન્વય તે ટાગોર હતા.

ટાગોરનું મેં બધું નથી વાંચ્યું. મારો ટાગોર—અભ્યાસ સંપૂર્ણ નથી. મેં વાંચ્યાં છે 'ગીતાંજલિ' ને 'સાધના,' ને 'ગાર્ડનર' ને 'ક્રેસન્ટ મૂન' (બીજની ચન્દ્રલેખા) 'ચિત્રાંગદા,' 'મુક્તધારા' ને 'Nationalism;' ને એકાદ નવલ ને કેટલીક નવલિકાઓ, અને તે પણ મૂળ બંગાળી સ્વરૂપમાં નહિ, ઇંગ્રેજી કે ગુજરાતી ભાષાન્તર રૂપે. બેએક દાયકાથી હું તો Literary Recluse જેવો થઈ ગયો છું. મારા અભિપ્રાયો ગરણે ગળી ગળીને લેજો.

કવિતાની કિંમત પૈસાથી અંકાતી હોય તો અમદાવાદે રવીન્દ્રનાથનાં મૂલ્ય બહુ મૂલવ્યાં છે. રવીન્દ્રનાથને અર્પ્યા એટલા રૂપિયા પ્રાચીનોમાં અખાને કે શામળને અને અર્વાચીનોમાં દલપતને, નર્મદને કે ગોવર્ધનને અમદાવાદે અર્પ્યા નથી. વચ્ચે થોડાંક વર્ષો તો વર્ષે વર્ષે ટાગોર અમદાવાદ આવતા ને વર્ષાસન લઈ જતા.

ભાષાન્તરોથી મૂલ્ય અંકાતાં હોય તો બંકીમનાં, શરદબાબુનાં, દ્વિજેન્દ્રનાથનાં ગુજરાતી ભાષાન્તરો કાંઈ ઓછાં થયાં નથી.

મારી કદાચ ભૂલ હશે; પણ મને લાગે છે કે રવીન્દ્ર—કવિતાને આદરવી ઘટે છે એટલી ગુજરાતે આદરી સત્કારી નથી. ગુજરાત ત્યાં ગુણધર્મ ભૂલ્યું છે.

'નોબેલ પ્રાઈઝ' મળ્યા પૂર્વે સમવયસ્કોમાં ટાગોરનું સ્થાન ચર્ચાસ્પદ હતું, બંકીમ—શરદ નવલોમાં ને દ્વિજેન્દ્ર રાય નાટકોમાં ભાગ પડાવતા. 'મેઘનાદવધ'નું Epic પ્લાસીનું રૌદ્રમૂર્તિ વીરરસ કાવ્ય Lyricsનાં સમોવડિયાં થઈ ઊભતાં.

ખુદ બંગાળે ને હિન્દે ટાગોરનાં કાવ્યમૂલ 'નોબલ પ્રાઈઝ' પછી પિછાણ્યાં; કહે છે કે બંગાળા ત્યારે કવિવરને માનપત્ર આપવા ગયું: કવિવરે ના પાડી.

આપણને આપણી કવિતાનાં મૂલ્યાંકન પણ સ્વીડન નોર્વે શીખવે! એટલી યે આત્મશ્રદ્ધા આપણને આપણામાં રહી નથી શું? યુરોપ કિંમત કરે ત્યારેજ આપણે આપણી કવિતાને પિછાણીએ?

કહે છે કે ઇંગ્રેજી ભાષાન્તર 'ગીતાંજલિ' કરતાં એનાં મૂળ બંગાળી ગીતો ઉમદા છે. એ ઉમદાને ખુદ બંગાળે યે ઓછાં ઓળખ્યાં; ભાષાન્તરને સારા દેશે ઓળખ્યું.

ટાગોર એ બંગાળીનું અપભ્રંશ છે. ટાગોર એટલે ઠાકોર.

વઢવાણ, વીરમગામ, ઉમરેઠમાં ઠાકોરનું થયું ઠાકર; લુવાણાઓમાં થયું ઠક્કર ને ઠક્કુર; દિલ્હી આગ્રા ભણી રહ્યું ઠાકુર; મદ્રાસસમાં થયું ટોકર; બંગાળમાં થયું ટાગોર, સૌનો અર્થ એક, જાગીરદાર કુટુંબ. ટાગોર એક ગર્ભશ્રીમંત હતા.

ગજ્જર કહેતા કે પોતે અને ધર્મચંદભાઈ મોમીનો હિસાબ કરવા બેસતા ત્યારે ચાર આંકડે હિસાબ થતો. હજારે હિસાબ; સેંકડા ઊડી જતા કે હજાર થતા.

ગર્ભશ્રીમંત ટાગોરના ય હજારે હિસાબ હતા. પિતા દેવેન્દ્રનાથ ને દાદા દ્વારકાનાથ જાગીરદારો હતા. રવીન્દ્રનાથ હાથના ફેરા હતા. હજારો આવતા ને હજારો જતા. પણ પેલું મીરાંનું ભજન: 'લેના ફકીરી કયા દિલગીરી? સદા મગનમેં રહેના જી.'

Nationalism: Internationalismનું બ્રહ્મસમાજનું અજબ ગૂંચળું છે. બ્રહ્મસમાજનો ઉપનિષદો માટેનો આદર National છે: બ્રહ્મસમાજની Eclectison International છે.

જન્મે ટાગોર બ્રહ્મસમાજી હતા, ટાગોરે 'Nationalism' ગ્રંથ લખ્યો છે. શાન્તિનિકેતનમાં ટાગોરે Internationalism વાવી છે. એ બન્ને બ્રહ્મસમાજનો કુલ–વારસો. Nationalism ને Internationalismનાં પલ્લાં સમતોલ રાખવાને ટાગોર સદા શ્રમશીલ હતા.

એ જમાનો એવો હતો. પશ્ચિમ પૂર્વને ભણતું; પૂર્વ પશ્ચિમને ભણતું. મેક્ષમૂલર ઋગ્વેદનું ભાષાન્તર કરતા; કેશવ East અને Westના સમન્વયની વ્યાખ્યાનમાળા ઉચ્ચરતા કેશવશિષ્ય

પ્રતાપચન્દ્ર મઝમુદાર ઈસુ ખ્રિસ્તનાં નવમૂલ્યાંકનનો The Oriental Christ નામનો મહાગ્રંથ લખતા.

પૂર્વ-પશ્ચિમની ત્યારે આપલે હતી.

પાછળથી ટાગોરની Nationalismની ભાવના બળવત્તર થઈ. પૂર્વાવસ્થામાં યુરોપી સંસ્કૃતિના એ પક્ષપાતીને અંતિમ અવસ્થામાં કારી ઘા વાગ્યા હતા ને શ્રદ્ધા દોહળી થઈ હતી.

ટાગોર અનેકવિધ કલાસ્વામી હતા, માત્ર કવિ નહોતા, નવલકથાકાર, નવલિકાકાર, નાટકકાર હતા. માત્ર અક્ષર–સાહિત્ય એમનું કલાક્ષેત્ર ન હતું. ચિત્રકલા, ગાનકલા, અભિનયકલાને પણ ટાગોર ઉપાસતા.

ટાગોર હતા અનેકવિધ સૌન્દર્ય-કલાના ઉપાસક.

મારી ડોલનશૈલી તો પ્રગટ થઈ ૧૮૯૮માં. ૧૯૩૪ કે, ૩૫માં એક દિવસ શ્રી ધૂમકેતુ મારે ત્યાં આવ્યા. કહ્યું: 'ન્હાનાભાઈ! 'ગીતાંજલિ' ઈંગ્રેજી ભાષાન્તરમાં સળંગ વાક્યો છે. હવે ટાગોરે વાક્યોના ડોલનમય જેવા કટકા પાડવા માંડ્યા છે. જુવો, આ કલકત્તામાંથી પ્રગટકર્તા શ્રી. રામાનંદ ચેતરજીના 'વિશાલ ભારત'નો અંક.

ટાગોર અનેકવિધ કલાસ્વામી હતા.

ટાગોરની Personality એક જાતની Personal Magnetism હતી. મુદ્રા જ કાંઈક બોલતી.

હિન્દના દાદા દાદાભાઈ નવરોજજી; આનન્દમોહન બોસ; સુરેન્દ્રનાથ બેનરજી; ફિરોઝશાહ મહેતા; કેશવશિષ્ય પ્રતાપચન્દ્ર મઝમુદાર; રવીન્દ્રનાથ ટાગોર; એઓ હતા જાણે પ્રાચીન યુગના ટોપાવાળા રોમન મહાપુરુષો. એમની મુદ્રા જોતાં જ થાય કે કોક અનોખા મહાજન છે.

ત્યારે સરવાળે ઇતિહાસમાં ટાગોરનું ચિરસ્થાયી સ્થાન શું?
નવલકથા? ના. બંગાળમાં જ બંકીમ ને શરદબાબુ ભાગ માગશે.
નાટક? ના. ત્યાંના જ દ્વિજેન્દ્રનાથ રોય છે.

Lyrical? 'મેઘનાદવધ'નું બંગાળીમાંનું જ Epic સામે ઊભશે.

'Nationalism'? આનન્દમોહન બોસથી માંડીને ઘણા પૂર્વાચાર્યો!

બ્રહ્મસમાજ? રામમોહન રાય ને કેશવચંદ્ર સેન સ્તંભ થઈ ઊભા છે.

ત્યારે રવીન્દ્રની સવિશેષતા શી હતી? રવીન્દ્રનાથની એ ઐતિહાસિકતા ભારે અને જગપ્રસિદ્ધ હતી. ૧૯૨૦ની અમદાવાદની સાહિત્ય પરિષદ લાલ દરવાજે મળેલી, ઈંગ્રેજી વ્યાખ્યાને સાહિત્યકોને જીત્યા; ભાષાન્તર કરાયું નહિ. સાહિત્યના ખાં, નહિ તેમને સાર કહ્યો.

ટાગોર ભાવનગર આવ્યા હતા. નગરશેઠ પ્રભુદાસભાઈએ તારથી મને આમંત્રણ મોકલાવ્યું કે ટાગોર આવ્યા છે; આવો.

તાર ટ્રેન સમય પછી મળ્યો. મોટર રસ્તે જવા વિચાર્યું: વિલંબ થતો હતો. ઉત્તરમાં તાર કર્યો. એકવીસ વર્ષ પૂર્વે ૧૯૨૦માં ભાવનગરને કરેલા તારમાં ટાગોરનું ઇતિહાસમાં સ્થાન કહ્યું હતું, એ જ મહાસ્થાન ટાગોરનું હું આજે પણ માનું છું. .

ટાગોરે એ ઇતિહાસ ઘડ્યો કે પશ્ચિમના દેશોમાં પૂર્વની આજની કવિતાએ માગ મુકાવ્યો.

ટાગોરે જગતને કહ્યું: ભારતમાંનું કવિતાઝરણું હજી સજીવન છે, અમૃતમય છે.

વિદ્યાર્થીબન્ધુઓ!

ઇતિહાસનો એ છે ઉચ્ચાર: ટાગોરનું એ છે ચિરસ્થાયી સ્થાન, એ છે રવીન્દ્રનાથ ટાગોરની કવિતાનાં મૂલ્યાંકન, હિન્દ ભૂલશે નહિ, યુરોપ વીસરશે નહિ, જગત જતું કરશે નહિ.

ગઈકાલે શ્રાવણીપર્વણીએ, વેદાધ્યયનની આરંભતિથિએ ટાગોરે મૃત્યુ નથી પીધું; અમૃત પીધું છે.

## ૩

# ગુરુદેવનો આદેશ

**જી. રામચંદ્રન**

શાંતિનિકેતનમાં વિશ્વભારતી શરૂ કર્યાનાં પ્રારંભનાં એ વર્ષો હતાં. એની પહેલી ટુકડીના અમે વિદ્યાર્થીઓમાંના ઘણાખરાઓ સરકારી શાળા–કૉલેજો છોડીને આવેલા અસહકારી વિદ્યાર્થીઓ હતા. અમારામાંના ઘણાખરા ખાદીધારી ' ગાંધીઘેલાઓ ' હતા; તે દહાડાઓમાં હું એમની ટોળીનો નાયક હતો. ગુરુદેવે તે અરસામાં ' મૉડર્ન રિવ્યુ 'માં અસહકાર સામે સખત ટીકાઓ લખી હતી. એની સામે દલીલોનું ભુમરાણ અમે કરી મૂકયું: અમારા વર્ગો એનાં વાગ્યુદ્ધોનું રણક્ષેત્ર બની ગયા હતા; એની ગરમાગરમ ચર્ચાઓથી શાંતિનિકેતનની શાંતિમાં ભારે અંતરાય પડ્યો હતો. સાચે જ અમે એક મોટી બલા જ ઊભી કરી મૂકી હતી.

અલબત્ત, સામે ગુરુદેવના મતને સમર્થનારું એક મજબૂત દળ પણ હતું જ. એક દહાડો મને ઓચિંતો ગુરુદેવનો એક સંદેશો મળ્યો: ખૂબ વાદવિવાદ ચાલે છે એથી હું રાજી છું; પણ એની ગરમીની સાથે કાંઈક પ્રકાશ પણ ઝરે તો વધારે સારું; તેથી તમે પેટ ભરીને ચર્ચા કરવા સભા ભરો એવી મારી તમને સલાહ છે, અને હું ખુશીથી તેમાં હાજરી આપીશ. હું કબૂલ કરું છું કે, આ સંદેશાથી હું જરા ગભરાયો. બીજી કોઈ સંસ્થા હોત તો

મને કદાચ પાણીચું જ મળ્યું હોત. પણ અમારા ગુરુદેવે તો પેટ ભરીને ચર્ચા માગી. વિદ્યાર્થીઓ જોડે એ રીતે તે વર્તતા.

મોટી ચર્ચા ગોઠવવામાં આવી. શાંતિનિકેતનનો દરેક વિદ્યાર્થી એમાં આવ્યો હતો. ચર્ચા માટે એવો ઠરાવ મૂકવામાં આવ્યો, "આ સભા માને છે કે, મહાત્મા ગાંધીનો કાર્યક્રમ હિંદને માટે સાચો છે." ભરી સભામાં આ ઠરાવ મેં મૂક્યો. અમારી બાજુએથી એના પર વક્તૃત્વની રેલ વર્ષાવવામાં આવી. સ્વ. કાલિમોહન ઘોષ અમારી સામે ગર્જતા હતા—તેમણે પુરજુસ્સાથી ગુરુદેવના વિચારોનું સમર્થન કર્યું. છેવટે મત લેવાયા; અમે જીત્યા.

આ બધો વખત ગુરુદેવ વિદ્યાર્થી-વૃંદની પાછળ શાંત બેઠા હતા. ચર્ચામાં સારી પેઠે રસ લેતા એ લાગતા હતા. સામે કે સાથેના દરેક પક્ષની જે દલીલ વિદ્યાર્થીઓ તાળીઓથી વધાવી લે, તે બેઉમાં તે ય ભળતા. મત લેવાયા બાદ ગુરુદેવે બોલવા રજા માગી અને બોલ્યા. બોલ્યા તેમાં નર્યો પ્રકાશ હતો—ગરમી મુદ્દલ નહોતી. શરૂમાં તેમણે કહ્યું કે, "આ ચર્ચાથી મને ઘણો આનંદ થયો. જો શાંતિનિકેતન તમારાં મનને જકડે કે વિચારોથી ડરતાં કરે, તો તે નિષ્ફળ થશે. તમારામાંનો દરેક મારાથી ભિન્ન વિચારો ધરાવે, છતાં શાંતિનિકેતન તમારું ઘર હશે—તે તમને સંઘરશે જ. આજ મારો વિજયદિન છે, કેમકે મારા વિદ્યાર્થીઓએ મને છૂટથી અને બહાદુરીથી સંભળાવ્યું છે કે, તમે તો સાવ ભીંત ભૂલ્યા છો—તમારી સદંતર ભૂલ છે. આમ જો તમને ખાતરીથી લાગે તો તમે એ મને હિંમતથી કહો, એમ હું ઇચ્છું છું. એવી હિંમત અને છૂટ શાંતિનિકેતન તમને સદાય આપો."

એક કલાક તે બોલ્યા. મતાગ્રહિતા સામે તે ઝૂઝ્યા. અસહકાર ફાવશે એમ એમણે ન સ્વીકાર્યું. એ તો અતિ નકારાત્મક છે.

અમુક બાજુના શકયાર્થો એમાં છે ખરા. પરંતુ યુરોપની સંકુચિત રાષ્ટ્રપૂજા ભણી જ એ વળે છે, અને રાષ્ટ્રપૂજાએ યુરોપમાં તો સંસ્કૃતિની હસણી કરી વાળી છે. યંત્રોદ્યોગવાદી પ્રગતિ સદંતર તો ફેંકી દઈ શકાશે નહિ, કેમકે તે કુદરતી બળનો પ્રકાર છે. યંત્રોદ્યોગવાદને કાબૂમાં રાખવો જોઈએ અને રાખી શકાય, પણ એને રદ કરી નહિ શકાય. નકરી તપસ્યા મુક્તિએ નહિ લઈ જાય. સ્વતંત્રતા તો માત્ર નૈતિક મુલવણીની જ નહિ, પણ સામે પડેલી વસ્તુસ્થિતિની સ્પષ્ટ સમજ પણ માગે છે. મહાત્મા ગાંધી હિંદની એક મોટામાં મોટી નીતિ–શક્તિ છે એમાં શંકા નથી. પણ તેથી તો ઊલટી વધારે જરૂર એ છે કે, એમની નૈતિક સરમુખત્યારી સામે સાવચેત રહેવું.

મહાત્મા ગાંધીએ ગુરુદેવને ‘મહાન દીવાદાંડી’ કહેલા તે યથાર્થ હતું. અઢી હજાર વર્ષ ઉપર ગૌતમ બુદ્ધ થયા ત્યાર પછી આજ સુધીમાં, હિંદમાં એમના કરતાં વધારે ઉદાર અને નીડર, માનવ–આત્માનો રાહબર બીજો કયો થયો છે? તે દિવસે રાતે ગુરુદેવે જે છેલ્લાં વેણ કહેલાં તે હજી મારા કાનમાં ગુંજે છે: “હું કહું છું કે મારો એ મત છે, માટે કશું ન સ્વીકારતા. તમારી બુદ્ધિ એ સવાલો જોડે લડાવજો. જો તમારી બુદ્ધિ મારી વાત જોડે સહમત ન થાય, તો નીડરતાથી તમે તે ફેંકી દેજો. હું આ સંસ્થાનો મુખ્ય છું, માટે કાંઈ મને હક નથી કે, મારા વિચારો હું તમારી પર લાદું કે તમારું બુદ્ધિસ્વાતંત્ર્ય કમ કરું. તમારું બુદ્ધિસ્વાતંત્ર્ય જગતમાં એક અમોલી ચીજ તરીકે સાચવવું એ આ શાંતિનિકેતનમાં મારી ફરજ છે: એ વિશ્વભારતીનું મિશન છે.”

એક બીજું સંસ્મરણ પણ કહેવા જેવું છે. વિશ્વભારતી છોડી જતાં પહેલાં એક કામ જે મેં કર્યું તે ‘ગાંધી અને ટાગોર’ પર નિબંધ વાંચવાનું. એ બે જણનો કાળજીપૂર્વક અને લાંબો

અભ્યાસ કરી, મારા મનમાં એમનો જે સમન્વય મેં ગૂંથેલો, તે મેં આ નિબંધમાં મૂકેલો. 'ઉત્તરાયણ' (ગુરુદેવના ઘરનું નામ)માં સભા થયેલી. ગુરુદેવ પણ તેમાં હાજર હતા. રોમ યુનિવર્સિટીના પ્રો. ફોરમીચી તે વખતે શાંતિનિકેતનમાં હતા, તે ઘણું કરીને સભાના પ્રમુખ હતા. નિબંધ મેં વાંચ્યો, પછી પ્રો. ફોરમીચીએ મને શાબાશી આપી ને ગુરુદેવ ભણી વળી તેમને કહ્યું,—કાંઈક વિનોદમાં ને કાંઈક ગંભીરતાથી—'ગુરુદેવ, કહો, તમારે આ નિબંધ વિષે હવે શું કહેવાનું છે?'

ગુરુદેવ હસીને કહે, 'રામચંદ્રે બે માણસોની વાત કરી—ગાંધી અને ટાગોર. પહેલા માણસ વિષે કાંઈક જાણવાનો હું દાવો કરું છું; અને બીજા વિષે એટલું જૂજ જાણું છું કે તેને વિષે કહેવાની ધૃષ્ટતા નહિ કરું. ઉપનિષદો કહે છે કે, જેણે પોતાને જાણ્યો તેણે સર્વ જાણ્યું. હું બધું નથી જાણતો, એ મને બરોબર ખબર છે. તે પરથી સિદ્ધ થાય છે કે, હું પોતાને નથી જાણતો.'

સૌ ખડખડાટ હસવા લાગ્યા. ગુરુદેવની વિનોદ-વૃત્તિ એક અજબ ચીજ છે. કોઈ વાર એમના મુક્ત હાસ્યનો નિર્મળ આનંદ અને વિનોદ ભરેલો અવાજ આખા શાંતિનિકેતનમાં ફેલાતો.

છેવટે ૧૯૩૯માં એમની જોડેની મારી છેલ્લી વાતચીતનો પ્રસંગ કહું. ઘણે વરસે હું શાંતિનિકેતન ગયો હતો. ગુરુદેવે મારા કામ વિષે પૂછ્યું. મેં એમને કહ્યું, હું તો રાજકારણમાં કૂદી પડ્યો છું. અને ત્રાવણકોરની આઝાદીની લડતની એમને મેં વાત કહી. તેમણે મને કહ્યું, "મને હમેશ લાગતું કે તું આવી લડતોમાંથી મુક્ત નથી રહી શકવાનો. એક અર્થમાં તે લડતો અતિ જરૂરી છે. હિન્દના આ નવા જમાનાનું આપણું યુદ્ધ માત્ર વૈયક્તિક મુક્તિ પૂરતું જ નથી; સામાજિક મુક્તિ માટે પણ તે છે. પરંતુ એ બે સામસામે વિરોધી નથી. એક વિના બીજું ન નભી શકે. એ ગુપ્ત

રહસ્ય હવે આપણે શીખવાનું છે. પરંતુ, સામુદાયિક મુક્તિની લડતમાં આપણે એવું કાંઈ ન કરીએ કે જે વ્યક્તિની આઝાદીને હણે. સોવિયેટ રશિયાનો હું પૂર્ણપણે પ્રશંસક છું. પણ મને ભય છે કે, ત્યાં વ્યક્તિની આઝાદી હજી ખીલતી નથી. તારા રાજકારણમાં કદી જૂઠું બોલવા જેટલો નીચો ન પડતો. આપણા માનવાત્માને કદી ન અપમાનતો, અને વિજય મેળવવા ખાતર ટૂંકા ભળતા માગ ન લેતો. વિજયની કશી વિસાત નથી. આપણે તો વિજયે પહોંચીએ તે પણ માનભેર અને માનપ્રદ રસ્તે. માત્ર કાર્યક્રમો ઉપર નહિ, પણ મનુષ્યો પર વિશ્વાસ રાખજે. આપણા મહાન નેતા મહાત્મા ગાંધી એ બાબતમાં સાચા છેઃ આપણે શુદ્ધ અને માનપ્રદ માર્ગોથીજ જીત મેળવવી જોઈએ. વિશ્વભારતીના એક જૂના વિદ્યાર્થી તરીકે તારે બે વસ્તુ હમેશ પાસે રાખવી જોઈએઃ શત્રુ કે મિત્ર—કોઈને તારા મનની સ્વતંત્રતા ન આપી દેતો. મનનાં દ્વાર હમેશ ખુલ્લાં રાખવાં. સંહતિવાદ માનવચિત્તનું મરણ છે. બીજું, ગમે તેવા નાના માણસ વિષે પણ કદી એમ ન માનતો કે તે માણસથી કાંઈક ઓછો છે; તે મહાન માનવજાતમાંનો એક છે એમ ગણજે; અમુક નાતજાત, કોમ કે રાષ્ટ્ર યા પ્રજાનો તે છે એમ કદી ન ગણતો.

મેં ભક્તિભાવથી ગુરુદેવને નમન કર્યું અને ચરણરજ લીધી. માથે હાથ મૂકી મને આશિષ આપી ત્યારે એમનો ચહેરો પોતાના એક જૂના અને અદના વિદ્યાર્થીને માટેના પ્રેમથી ઝગહળતો હતો. એ ચહેરો ફરી તો જોવા પામ્યો નહિ, પણ એનો ઝગહળાટ મારા મનમાં અમર રહેશે.

[ શ્રી. રામચંદ્રન કરીને એક મદ્રાસી વિદ્યાર્થી શાંતિનિકેતનમાં ૧૯૨૦ના અરસામાં ભણતા હતા. તેમણે ત્યારનાં પોતાનાં સંસ્મરણો એક લેખરૂપે ‘હિંદુસ્તાન ટાઇમ્સ’માં પ્રસિદ્ધ કર્યાં છે. ઉપરનો ભાગ ‘દક્ષિણ અને સાહિત્ય’ના ડિસેંબર ’૪૧ના અંકમાં આપેલ તેમાંથી લીધેલ છે.]

## ૪

# કવિવર રવીન્દ્રનાથ

પ્રો. મનસુખલાલ ઝવેરી

કવિવર રવીન્દ્રનાથ એક વ્યક્તિ નહોતા; સંસ્થા હતા. એ સંગીતકાર હતા, તત્ત્વચિંતક હતા ને ચિત્રકાર હતા. બંગભંગ વખતે બંગાળના સક્રિય રાજકારણના એ એક નેતા હતા અને અર્વાચીન આન્તરરાષ્ટ્રીય રાજકારણના પણ મર્મજ્ઞ નિરીક્ષક હતા. કવિવર આ બધું હતા એમાં શંકા નથી. પણ એ બધામાં પણ એ સહુથી પહેલાં તો કવિ જ હતા, કવિવર હતા;–ત્યાર પછી જ બીજું બધું હતા એ પણ એટલું જ નિર્વિવાદ છે.

જીવનની અનેકવિધ પ્રવૃત્તિઓની વચ્ચે પણ રવિબાબુ આજીવન કવિ જ રહ્યા હતા: અને અક્ષરદેહે એ જગતમાં જીવશે પણ મુખ્યત્વે કવિ તરીકે જ, એમ કહેવામાં આપણે કશું ખોટું કરતા નથી.

કવિ તરીકે, એમણે નવ વરસની ઉંમરે મૅકબેથનું ભાષાન્તર કર્યું હતું અને એમની અઢાર વર્ષની વયે, એમણે અંગ્રેજીમાં લખેલું 'વાલ્મીકિ–પ્રતિભા' ઈંગ્લાંડના કોઈ થિયેટરમાં એમની જ હાજરીમાં સફળ રીતે ભજવાયું હતું. એમણે ભાનુસિંહને નામે પ્રાચીન પદ્ધતિનાં ભજનો લખ્યાં હતાં. અને એ ભજનોમાં પ્રાચીનતાનો પ્રાણ એવો તો મૂર્ત થયો હતો કે એ ભજનો પર થીસિસ–બૃહન્નિબંધ લખીને કોઈક વિદ્વાને વિદેશી યુનિવર્સિટીની પી એચ. ડી.ની ઉપાધિ મેળવી

હતી. આ બધી વાતો ખરી છે; આશ્ચર્યજનક પણ છે. પણ આટલી જ વાતો પર એમના મહાકવિત્વનું મંડાણ નથી થયું.

એમના મહાકવિત્વનું મંડાણ થયું છે એમની પોતાની અનેકવિધ સર્જનસમૃદ્ધિમાં અનિવાર્ય અને અત્યંત પ્રધાનપણે વ્યક્ત થઈ રહેલી કલાભાવના પર અને ક્રાન્તદૃષ્ટિ પર.

રવિબાબુ જીવનમાં તેમ જ કવનમાં, આદિથી અંત સુધી કલાકાર જ રહ્યા છે. એમના નખ, એમના કેશ, એમનાં વેશ, વાણી કે ગતિ, આ બધાંમાં ઉચ્ચ અને સુરુચિયુક્ત કલાનો આવિર્ભાવ થતો. એમના પ્રત્યક્ષ દર્શનનો લાભ તો મારાં રંક નેત્રોને મળ્યો નથી. પણ એ લાભ લેનાર મિત્રો કહે છે કે કવિતા જો પુરુષદેહ ધારણ કરીને વિચરતી હોય તો રવીન્દ્રનાથ જેવી જ લાગે.

અને કવનમાં પણ કલા પ્રત્યેની આ અનન્યનિષ્ઠ અને અવ્યભિચારિણી સદભિરુચિ જ એમણે વ્યક્ત કરી છે. કોઈ પણ કવિને એનું પોતાનું દર્શન હોય છે. જીવનનું અને જગતનું તત્ત્વજ્ઞાન પણ એના પોતા પૂરતું એની પાસે હોય છે. સમગ્ર જીવનને વીંટી વળતા અનેક કૂટ પ્રશ્નોનો અભ્યાસ અને કદાચ ઉકેલ પણ કવિ પાસે હોઈ શકે. પણ તેમ છતાં, આટલી વસ્તુઓથી માણસ કવિ થઈ શકતો નથી. કેવળ માનસશાસ્ત્રીને કે કેવળ સમાજશાસ્ત્રીને, કેવળ તત્ત્વચિંતકને કે કેવળ સંતને આપણે કવિ કહેતા નથી. કવિ તો આપણે કહીએ છીએ માત્ર સર્જક પ્રતિભાવાળી વ્યક્તિને જ, જે વ્યક્તિ પોતાના દર્શનને કલાદેહે અવતારી શકે તેને જ.

પ્રત્યક્ષ બોધ કે ઉપદેશ, સીધેસીધી સમીક્ષા કે ચર્ચા કર્યા વિના, માત્ર પાત્રો દ્વારા જ, માત્ર ઊર્મિઓના ગાન દ્વારા જ, જીવનના પોતાના સરહસ્ય અનુભવના જ આલેખન દ્વારા, કલાસૃષ્ટિનું નિર્માણ કરવું એ નાનીસૂની વાત નથી. રવિબાબુ એવું નિર્માણ કરી શક્યા છે. એમનાં કાવ્યો, નાટકો, નવલકથાઓ,

નવલિકાઓ, આ વિધાનનાં સાક્ષી છે. એમાં ક્યાં ય એક પણ શબ્દ નકામો વપરાયો નથી કે અનુચિત રીતે વપરાયો નથી. એમને જેટલી અભિપ્રેત અર્થની ગંભીરતા છે, એટલી જ ઇષ્ટ શબ્દોની સુંદરતા અને મધુરતા પણ છે. એમના વિશાળ સર્જનમાં એમણે જીવનની સમીક્ષા કરી છે એ ખરું; પણ એ સમીક્ષા એમણે જીવનને પોતાને જ રજૂ કરીને કરી છે, જીવનના છૂટાછવાયા પ્રશ્નોને રજૂ કરીને નહિ. હજી ગઈકાલે જ, આ વ્યાસપીઠ પરથી ઉચ્ચારાયેલું એમનું 'મૃત્યુને આમંત્રણ'નું ગદ્યકાવ્ય આપણે લઈએ. એમાં મૃત્યુ વિષેની એમની ભાવના, ધર્મરાજના એ પાર્ષદ તરફ એમની મૂક સમર્પણની ભાવના, ક્યાં ય ખુલ્લેખુલ્લા શબ્દોમાં વ્યક્ત કરી છે એમણે ? અને છતાં એ થોડી જ પંક્તિઓમાં, મૃત્યુ તરફ આપણી વૃત્તિ કેવી હોવી જોઈએ તે તેમણે કેવી સરસ રીતે કહી બતાવ્યું છે ? કલાની આ જ ઉચ્ચ વૃત્તિ એમની ગીતાંજલિ કે ગાર્ડનર, ક્રેસન્ટ મૂન કે ડાકઘર, મુક્તધારા કે શારદુત્સવ, પરિશોધ, સોનાનાવડી, ત્યાગખત કે અભિસાર, કોઈ પણ નાની કે મોટી કૃતિ લઈએ તેમાં જણાઈ આવ્યા વિના રહેશે નહિ.

કલાની આ નૈસર્ગિક સિદ્ધિ જેવું જ તેમના મહાકવિત્વનું બીજું લક્ષણ તેમનું ક્રાન્તદર્શિત્વ છે. જીવનના વિવિધ અનુભવો અને પ્રસંગોની પાછળ છુપાયેલું ભૂત, વર્તમાન અને ભવિષ્ય, ત્રણે કાળથી પર અને ત્રણે કાળથી અબાધિત એવું સત્ય કવિવરનાં પ્રતિભાચક્ષુ પાસે પોતાનો ભેદ ખોલી નાખે છે. કવિવર એ સત્યને પોતાની કૃતિમાં મઢી દે છે અને આ રીતે માનવજીવનની યોજનોમાં, સ્થૂળ અને પ્રાકૃત દૃષ્ટિને અદૃશ્ય રહેલાં વ્યવસ્થા, સંવાદ, ઊર્ધ્વગામિત્વ અને માંગલ્યનાં દર્શન કરાવે છે. આ ક્રાન્તદૃષ્ટિને લીધે જ 'ઘરે-બાહિરે' જેવી કેવળ સમકાલીન પ્રશ્ન પર રચાયેલી નવલકથામાં પણ એ ત્રિકાલાબાધિત રહસ્ય—

માત્ર સાધ્ય શુદ્ધ હોય તે જ બસ નથી, સાધન પણ એટલું જ શુદ્ધ હોવું જોઈએ, તો જ સાધ્યની વિશુદ્ધિ અને એ રીતે જીવનની વિશુદ્ધિ જળવાઈ રહે, એ રહસ્ય–તે કવિવર મૂર્ત કરી શકે છે. આ ઉપરાંત, એ જ કાન્તદર્શિત્વને પ્રતાપે કવિવર કઈ કઈ લાગણીઓનું જીવનમાં કયું કયું સ્થાન હોવું જોઈએ એ જોઈ શકે છે અને આલેખી શકે છે. વ્યક્તિગત પ્રેમ કરતાં ભૂતદયા, મહાકારુણ્ય અને માનવતાની લાગણીઓનું સ્થાન ચડિયાતું છે એમ કવિવર 'પરિશોધ'માં નિરૂપે છે; તો દેશભક્તિ કે દેશોદ્ધારની ધૂન કરતાં ઈશ્વર, સત્ય, ન્યાય, ચારિત્ર્ય અને સેવા ચડિયાતાં છે એમ 'ઘરે–બાહિરે'માં આલેખે છે.

આમ, કાન્તદર્શિત્વને લીધે કવિવર શતદલ જીવન–પુષ્પની પાંદડીઓમાં પોઢેલા પરિમલને શોધીને સારવે છે ને સંસારના દાવાનળથી બળીઝળી રહેલા માનવીના હૈયામાં અમૃતની જેમ સીંચે છે.

કવિવરનો જીવનસંદેશ આમ સૌન્દર્ય અને સત્યના સમન્વયનો છે. જીવન, એમની દૃષ્ટિએ નથી ક્ષણિક કે નથી અસત્ય. એમની દૃષ્ટિએ જીવન ચાર દિનની ચાંદની નથી, પણ ગંભીર તપશ્ચર્યા છે. એમાં સાધ્ય જેટલી જ મહત્ત્વની સાધનની પણ વિશુદ્ધિ છે. દેશ અને કાળનાં બંધનો તો માત્ર માયાજન્ય છે. બાકી સર્વત્ર અને સર્વકાળે માનવનો આત્મા તો એક અને અખંડ રૂપે જ વિલસી રહ્યો છે. તેથી જ કવિવર રાષ્ટ્રીયતા કરતાં પણ માનવતાને–વિશ્વબંધુત્વને–આપણી પ્રાચીન **वसुधैव कुटुम्बकम्** ભાવનાને મહાધર્મ તરીકે સ્વીકારે છે. અને આ જીવનની સરિતાનો વિનિયોગ **सत्यम् शिवम् सुन्दरम्**ના સનાતન મહાસાગરમાં તરવાનુ માનવજાતિને શીખવે છે.

અને જગતે ય આ રસર્ષિની રસકલાને ઉમળકાભેર વધાવી હતી. આવાં માન, આવી પૂજ્યબુદ્ધિ, આવાં સ્વાગત કોઈ પણ કવિને સમકાલીનો તરફથી ભાગ્યે જ સાંપડે છે. રવિબાબુને એ

સાંપડયાં હતાં. અને છતાં આશ્ચર્યનું આશ્ચર્ય તો એ છે કે એમને એ માન–મદિરાનો કેફ નહોતો ચઢ્યો: વિનમ્રતા એ એમના દીર્ઘ જીવનનું આભૂષણ હતું. પોતાના અંતિમ કાવ્યમાં, આ સમર્થ અને પરમ યશસ્વી કવિવર ગાય છેઃ

મેં તો જીવનકિનાર સ્પર્શી છે વાર વાર,
ભીતરનાં દ્વાર હુંથી ખોલ્યાં નવ ખૂલ્યાં:

મારાં ગીતોની છાબ, શબ્દોથી દાબદાબઃ
સસ્તાં અસ્બાબ એમાં ફાલ્યાં ને ફૂલ્યાં!

છેડી તરજો હજાર, પલટી વિધવિધ પ્રકાર:
કદમો લાચાર મારા ઉંબરમાં ડૂલ્યાં!

જીવનવિહોણાં ગાન ગાયાનાં શાં ગુમાન!
નિષ્ફળતાનાં નિશાન દેખું હું ગૂલ્યાં!

માનવજીવનની મંગલતાનો ને પ્રભુનો આ ગાયક, સૌન્દર્ય, સત્ય અને સમભાવ તણા ત્રિવેણી–તટ પરનો આ વિનમ્ર તપસ્વી, રસહીન ધરાતલ પરનો આ અર્વાચીન રસર્ષિ, અને સર સર્વપલ્લી રાધાકૃષ્ણનના શબ્દોમાં કહીએ તો વ્યાસ અને વાલ્મીકિ જેવા સૂર્ય-કોટિસમપ્રભ દ્રષ્ટાઓની પંક્તિમાં સ્થાન પામવાનો આ અધિકારી રવીન્દ્ર આજે અનંત વિશ્વના પરમ કલાકારના આત્મામાં લીન થયો છે.

એના અવસાનનો ખેદ આપણે શીદ કરીએ? એવું ધન્ય જીવન અને એવું ધન્ય મૃત્યુ, એવો તેજે તગતગતો મધ્યાહ્ન અને એવી સોહાગભરી સન્ધ્યા તો પ્રભુ સર્વેને આપજો.

રવિબાબુ રસસિદ્ધ કવીશ્વર હતા: એમની યશઃકાયાને ન હોય જરાનો ભય કે ન હોય મરણની ભીતિ.

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥*

*રવિબાબુના અવસાન નિમિત્તે ભરાયેલી શોકસભામાં આપેલું વ્યાખ્યાન

# ૫

# ભારતનો જ્યોતિર્ધર

નરસિંહભાઈ ઈ. પટેલ

## ગુરુદેવની ઉદારતા

માનવકુલપ્રેમી દીનબંધુ શ્રી. ઍન્ડ્રુસની સૂચનાથી હું શાંતિનિકેતનમાં ૧૯૨૦ના જૂનમાં જઈ રહેલો અને એ મહાપુરુષને ચરણે બેસી ત્રણ વર્ષ સુધી કંઈક સંસ્કાર પામેલો, એ સમયનાં કંઈક આછાં સ્મરણો અહીં મૂકું તો અયોગ્ય નહિ કહેવાય. એમનો આત્મા અતિશય ઉદાર હતો. કેટલીક વખત રાત્રે–ખાસ કરીને અંધારી રાત્રે–એક અગાશી ઉપર એ બેસતા અને આશ્રમના અમે શિક્ષકો અને મોટા વિદ્યાર્થીઓ એમની સામે ટોળે મળી બેસતા. ગુરુદેવ કંઈ કંઈ વિષયો ઉપર પ્રવચન કરતા. વસંતની એક રાત્રે એમણે જાપાની લોકની કલાપ્રિયતા વિષે ખૂબ પ્રશંસા કરવા માંડી. એટલી હદે એ ગયા કે મને તેમાં કંઈક અતિશયતા લાગી. મારાથી ના રહેવાયું ત્યારે મેં પ્રશ્ન કર્યો: "કોરિયાને ગુલામ બનાવી ત્યાં કોણ જુલમ કરે છે?" ગુરુદેવ કંઈક અટકયા ને પછી ઉત્તર આપ્યો: "એ તો ત્યાંના રાજપુરુષો છે." મેં કહ્યું: "પણ પ્રજામાંથી તરીને ઉપર આવેલા જ એ રાજપુરુષો છે ને?" ગુરુદેવે અનેક રીતે એ જાપાનીઓનો બચાવ કર્યો, પણ મને તે ન રુચ્યો ત્યારે હું મારા સ્વભાવ પ્રમાણે છેલ્લે પાટલે જઈ બેઠો ને બોલ્યો: "રોમનગરને સળગાવી મૂકી પોતાના મહેલની અગાશીએ બેસીને તે ઉપર

ફીડલ વગાડનાર નીરો બાદશાહને પણ ત્યારે કલાપ્રિય કહેવાય કે નહિ ?" એ પ્રશ્નથી સૌ વાત ત્યાં જ થંભી ગઈ. પછી એ કંઈયે બોલ્યા નહિ અને સૌ વેરાઈ ગયા. બીજે દિવસે સવારથી આશ્રમના અમુક શિક્ષકોમાં ચણભણ વાત ચાલી કે પટેલજીએ ગુરુદેવને આઘાત પહોંચાડ્યો. એપ્રિલના એ દિવસોમાં શાંતિનિકેતનમાં ગ્રીષ્મની દોઢ માસની છૂટી પડવાની હતી અને તેથી સૌ ચાલ્યા જવાના હતા. બંગાળામાં અને તે જ પ્રમાણે આશ્રમમાં એવો સંપ્રદાય છે કે માણસ થોડા દિવસ માટે પણ ઘર છોડી બહાર જાય ત્યારે ઘરના વડીલને પગે લાગીને જાય. તે સંપ્રદાય પ્રમાણે હું પણ ગુરુદેવને પગે લાગવા ગયો. તેમ કર્યા પછી હું તેમના પગ આગળ બેઠો અને કંઈક વાતચીત કરી, પછી ઊઠતી વખતે તેમણે મને પૂછ્યું: "કેમ, ક્યારે પાછા આવશો ?" મેં ઉત્તર દીધો: "ના ગુરુદેવ, હું પાછો નથી આવવાનો. તે રાત્રે મેં આપને આઘાત લગાડ્યો, તેથી આશ્રમમાં મારે માટે કડવી ચર્ચા ઊભી થઈ છે; એમ મેં આપને આઘાત પહોંચાડયો, એટલે હવે નથી આવવાનો." બંગાળીમાં એ મીઠી વાણી બોલ્યા: "ના, ના પટેલજી, મને તો આઘાતનો સ્વપ્નેય ખ્યાલ નથી; તમને સત્ય લાગ્યું તે નિર્ભયતાથી બોલ્યા, એથી તો મને આનંદ થયેલો. બોલનાર ગમે તે બોલે, તેમાં તમારે ને મારે શું ? પણ એ જ કારણે જતા હો તો તમને આશ્રમમાંથી ન જવા દઉં. જવું જ હોય તો એક વર્ષ પછી જજો. પણ એક વર્ષ તો મારે જ માટે તમારે રહેવું પડશે." અને ગુરુદેવનું વચન ઉથાપાય કેમ ? હું એક વર્ષ ત્યાં રહ્યો.

**એમનું સરળ હૃદય**

અમેરિકાને પ્રવાસેથી એ આશ્રમમાં આવ્યા પછી એમણે ત્યાં આપેલાં ભાષણોને પુસ્તકરૂપે છપાવવાની યોજના થઈ. એમણે

પોતાનાં બધાં ભાષણો શ્રી. ઍન્ડ્રુસને સોંપ્યાં. શ્રી. ઍન્ડ્રુસે એ ભાષણો ટાઇપ કરવા મને આપ્યાં. મેં બધાં ટાઇપ કર્યાં, પણ છેવટનું એક ભાષણ મને ઠીક ન લાગ્યું. અમેરિકાથી આવ્યા પછી કલકત્તામાં એમણે મહાત્માજીએ પ્રચારેલા અસહકાર વિરુદ્ધનું એ ભાષણ હતું. મેં તે પણ ટાઇપ તો કર્યું, પણ એ બધાં ટાઇપ કરેલાં ભાષણો લેઈને શ્રી. ઍન્ડ્રુસ પાસે ગયો અને તેમને મેં કહ્યું: "અમેરિકાનાં એ બધાં ચિરંજીવ ભાષણોની સાથે આ ભાષણ મૂકવું મને નથી ગમતું." ત્યાં એક યુરોપિયન ગૃહસ્થ બેઠા હતા. તેમને પણ મારું કથન યોગ્ય લાગ્યું. ગુરુભક્ત ઍન્ડ્રુસે પણ થોડી ચર્ચા પછી મારી વાત સ્વીકારી. બધાં ભાષણો લેઈ એ ગુરુદેવ પાસે ગયા અને મારી કહેલી વાત એમણે ગુરુદેવને કહી. તુરત જ એક વાક્યમાં એમણે કહી દીધું: "જવા દો ત્યારે એ ભાષણને." એવા એ સરળહૃદય હતા. શ્રી. ઍન્ડ્રુસે એ વાત મને કહી અને એ જાણીને મને આનંદ અને સંતોષ થયો.

**એમનો પુણ્યપ્રકોપ**

કલકત્તાની એક કૉલેજનો એક વિદ્યાર્થી એકવાર આશ્રમમાં આવ્યો અને અમારી રાત્રિસભામાં આવી બેઠો. એણે ગુરુદેવને એક ભયાનક પ્રસંગનું વર્ણન કર્યું: "અમે હુગલીની સ્ટીમરમાં બેસીને ગઈકાલે આવતા હતા. તે સ્ટીમરમાં એક યુરોપિયન હતો. તેણે એક બંગાળી સ્ત્રીની મશ્કરીઓ કરવા માંડી અને તેને એ રીતે અનેક અપમાન કર્યાં." ગુરુદેવ જાણે ઠંડે પેટે સાંભળતા હોય એમ સાંભળતા ગયા અને 'પછી?' 'પછી?' એમ પૂછતા ગયા. છેવટના 'પછી?'ના ઉત્તરમાં તે વિદ્યાર્થીએ કહ્યું: "પછી જે સ્ટેશન આવ્યું ત્યાં બીચારી પેલી સ્ત્રીને ઊતરી જવું પડ્યું, પછીને સ્ટેશને અમારે ઊતરવાનું હતું ત્યાં અમે ઊતરી ગયા." અત્યાર સુધી હિમ જેવા ઠંડા લાગતા ગુરુદેવ હવે જ્વાળામુખીની

પેઠે ભભૂક્યા: "પણ આ વાત અહીં કહેવાને તું જીવતો આવી શી રીતે શક્યો! કોઈ અબળા નારીનું અપમાન તું સહી શી રીતે શક્યો! એનું રક્ષણ કરતાં તને મરતાં ય ના આવડ્યું! તું અહીં જીવતો આવી જ શી રીતે શક્યો!" તે વિદ્યાર્થી અને અમે સૌ સ્તબ્ધ થઈ ગયા!

**સમસ્ત પૃથ્વી પોતાનો દેશ**

પણ છતાં યે એ ભારતને જ પોતાનો દેશ માનીને બેસી રહે એવા નહોતા. એ તો સમસ્ત પૃથ્વીને પોતાનો દેશ માનતા. એકવાર એ જ રસ્તે ફરતાં મેં એમને પૂછ્યું કે "આપ સાર્વદેશિક ભાવનાનો પ્રચાર કરો છો, તેથી ભારતને ભૂલી નથી જતા?" એમણે ઉત્તર આપ્યો: "પૈસાની કિંમત આંક્યા વિના હું રૂપિયાની કિંમત શી રીતે આંકી શકું? ભારત તો મારો દેશ છે જ—એ તો મારો શ્વાસપ્રાણ છે, એ તો મારી સાર્વદેશિક ભાવનાનો પાયો છે. પણ આપણે એટલા એક જ પૃથ્વીખંડમાં પુરાઈ રહેવાનું નથી, આપણી વિશ્વભાવના વિસ્તારીને આપણે સમસ્ત વિશ્વના વાસી થવું ઘટે છે." એમની ભાવનાથી ગમે તે માણસ મુગ્ધ થયા વિના ન રહે. અને સાચે જ શાંતિનિકેતનથી હું એટલો આનંદમુગ્ધ થયો હતો કે ગુરુદેવના ગયા પછી આ આશ્રમ ગુરુદેવની ભાવનાએ ચાલી શકશે કે કેમ, એ સંબંધે મને વારંવાર વિચાર આવતા. એક દિવસ એ જ રસ્તે ફરતાં મેં એમને પૂછ્યું: "ગુરુદેવ, આપ આશ્રમને વિસ્તાર્યે જાઓ છો, પણ આપ નહિ હો ત્યારે એનું શું?" હસીને એમણે પોતાની લાક્ષણિક વાણીમાં ઉત્તર આપ્યો: "મને મારો ધર્મ જેમ પ્રેરે છે તેમ કરું છું. આ તો મારો એક પ્રાણપ્રયોગ છે. મારા ગયા પછી ભારતને ને જગતને એ જોઈતા હશે તો રાખશે, નહિતો ફેંકી દેશે; એની મને શી ચિંતા! એ ચિંતામાં મને સૂઝતો મારો ધર્મ ચુકાય કેમ!"

**એમની કલાપ્રિયતા**

માનવજીવનની સર્વ દિશાના એ દ્રષ્ટા હતા. એ કલાપ્રિય પણ હતા. પોતાનો લેખ નિરર્થક લાગે ત્યારે એ આખા લેખ ઉપર કે તેમાંના અણગમતા ભાગ ઉપર એવી રીતે લીટા દોરતા, એવી રેખાઓ આંકતા કે તેમાંથી સુંદર ચિત્ર ઊઠી આવે. એમનાં એવાં ચિત્રો અનેક છે. વળી સંગીતપ્રિય તો હતા જ. સ. ૧૯૨૦-માં અમદાવાદમાં ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઈ તે પ્રસંગે એ ત્યાં હાજર હતા. એ પ્રસંગે અને પછી તરત જ વડોદરે ગયા, ત્યાં પણ એમણે ગુજરાતણોના ગરબા જોયા અને એ ગરબામાં સંગીતનો અને નૃત્યનો સુયોગ જોઈને એ આનંદ અને આશ્ચર્ય-મુગ્ધ થઈ ગયા. બંગાળમાં ગુજરાતના જેવા ગરબા છે જ નહિ, એટલે ત્યાં એવા ગરબા પ્રચલિત થાય એવી એમને ઉત્કટ આકાંક્ષા હતી. પણ બંગાળી નારીજન એ ગરબાની ધાટી શીખવા ગુજ-રાતમાં આવે કે ગુજરાતણો બંગાળણોને એ ધાટી શીખવવા બંગાળમાં જાય એ વસ્તુ લગભગ અશક્ય લાગ્યાથી મનના મનોરથ મનમાં જ લેઈને એ ગયા!

**ગુજરાતની રસોઈ**

ગુજરાતની રસોઈ પણ એમને બહુ પ્રિય હતી. કઢી તો ગુજરાતની જ! રસોડામાં પણ ગુજરાતની કરકસરિયા કારીગરી અદ્ભુત છે. આજે દૂધના સંચા થઈ ગયા, એટલે છાશનાં મોં જોવાં એ દેવનાં મોં જોવા જેટલું દુર્લભ થઈ ગયું છે. પણ જ્યારે સંચારાક્ષસનો પ્રવેશ આપણા દેશમાં નહોતો થયો તે વેળાએ છાશ એટલી થતી કે ખાતાં વધે તે ઊકરડે ઢોળાય. પણ એમ ઊકરડે ઢોળાવા યોગ્ય છાશમાંથી યે ગુજરાતણોએ પોતાની કર-કસરનો પ્રયોગ અજમાવી તેમાંથી કઢી બનાવી. બીજા કોઈ પ્રાંત-ની નારીઓને એ પ્રયોગ ન આવડ્યો. એટલે થયું એમ કે કઢી

તો ગુજરાતની જ, બીજા કોઈ પ્રાંતમાં ન મળે. વેડમિકા એ સંસ્કૃત શબ્દનો અર્થ ' વેડમી ' થાય છે, એટલે પ્રાચીન કાળે સમસ્ત દેશના લોક વેડમી ખાતા હશે, પણ આજે ગુજરાતમાં જ તે બહુ પ્રચલિત છે; બંગાળમાં તેને કોઈ ઓળખતું પણ નથી. પણ જે બંગાળી તે ચાખે છે તેને એ અતિ પ્રિય લાગે છે. ગુરુદેવને અને તેમના મોટાભાઈને ( બડોદાદાને )-દ્વિજેન્દ્રનાથ ટાગોરને-પણ તે બહુ ભાવતી. એમને એ ખાવાની ઇચ્છા થાય ત્યારે મારા રસોડામાં સૂચના આવે કે ગુરુદેવને અથવા તો બડોદાદાને આજે વેડમી-કઢી ખાવાં છે, એટલે બનાવીને મોકલી દઈએ. શરત માત્ર એટલી કે કઢીમાં મરચું નાખવું નહિ.

**શરીરશ્રમ વિષે એમની શ્રદ્ધા**

એકવાર ગુરુદેવ મોટરમાં બેસી બોલપુર સ્ટેશને જતા હતા. રસ્તામાં એમને મારાં પત્ની અને મારી બે પુત્રીઓ, બેન વિમળા અને બેન શાંતા, સામે મળ્યાં. દરેકને ખભે ભારે પોટલાં હતાં. એમને જોઈને ગુરુદેવે મોટર ઊભી રખાવી અને પૂછ્યું: " વિમળા, આ શું લાવ્યાં ? " વિમળાએ ઉત્તર આપ્યો: " ગુરુદેવ, બોલપુરના ચૌટામાંથી રસોડાનો સામાન લેઈ આવ્યાં. " ગુરુદેવે કહ્યું: " આપણા આશ્રમના ભંડારમાં બધું વેચાય છે ને ? " વિમળાએ કહ્યું: " તે મોંઘું પડે છે અને તે પણ મનગમતું મળતું નથી. " " ઠીક, તમારાં બધાં પોટલાં મોટરમાં મૂકી દો. હું પાછો આવી તમારે ત્યાં પહોંચાડી દેઈશ. " પોટલાં મોટરમાં મુકાવી એ મોટર હંકારી ગયા અને સાંજના આશ્રમમાં આવી પોટલાં ઘેર મોકલાવી દીધાં. પણ એ પ્રસંગે એમના મન ઉપર એવી અસર કરી કે તે રાત્રે એમણે સ્ત્રીઓની ખાસ સભા ભરી. આશ્રમની સૌ બંગાળી સ્ત્રીઓ સાથે મારાં પત્નીને અને પુત્રીઓને પણ સભામાં બોલાવ્યાં. તમે કલ્પી શકો છો કે ગુરુદેવે પોતાના પ્રવચનનો વિષય શો

રાખ્યો હશે ? "તમે બંગાળણો છેડે ચાવીઓ બાંધેલા સાડીના છેડા ખભે નાખીને અને હાથમાં સાહિત્યગ્રંથો લેઈને આશ્રમમાં આંટા મારો છો, પણ દેખાવને ખાતર બાંધેલી એ ચાવીઓ કે અભ્યાસને ખાતર રાખેલા એ સાહિત્યગ્રંથો એ જ કંઈ જીવનનો ઉદ્દેશ ન હોય. ભગવાનના દેવાલયરૂપ આ શરીર સબળ હશે તો જ એ દેવાલયમાં ભગવાન પધારશે. માટે એ દેવાલયને સબળ રાખવા શ્રમ કરવો જ જોઈએ. પહેલું શરીર અને પછી સાહિત્ય, કલા, વગેરે. આપણા આશ્રમમાં આ ત્રણ ગુજરાતણોને તમે રોજ જુઓ છો, તેઓ નિત્ય શરીરશ્રમ કરે છે તે પણ તમે જુઓ છો. નાની બે બાળાઓ તો એ શ્રમ કરવા ઉપરાંત સાહિત્યની અને કલાની પણ ઉપાસના કરે છે. તમે એમનું જોઈને પણ શરીરશ્રમ કરતાં નથી શીખતાં ?" વગેરે પ્રવચન એક કલાક સુધી એમણે કર્યું.

આશ્રમના બધા કૂવામાં એક ઉનાળે પાણી સુકાઈ ગયાં. જે વહેલું ઊઠે તે કૂવામાંથી એકાદ બે ઘડા પીવાના ભરી લે. પણ એટલેથી ચાલે ? નાહવા–ધોવા અને વાપરવા પાણી જોઈએ એ કયાંથી લાવવું ? અર્ધોક ગાઉ છેટે એક ઊંડા વેડવામાં પાણી સારી રીતે હતું તે મને જડી આવ્યું. હું અને મારો પુત્ર ભાઈ રમણભાઈ રોજ સવારમાં ચાર બાલદીઓ અને એક લાંબો વાંસ લેઈને જઈએ. વેડવામાંથી બાલદીઓ ભરીએ અને એ બાલદીઓને વાંસે લટકાવી બંને જણ પોતપોતાને ખભે વાંસનો છેડો મૂકી પાણી ભરેલી બાલદીઓ ઘેર લેઈ આવીએ. એક સવારે ગુરુદેવે છેટેથી આ પ્રકરણ જોયું. તેમણે તપાસ કરી અને વસ્તુસ્થિતિ જાણી લીધી. દરેક શિક્ષકને ઘેર રોજ સવારમાં આશ્રમના ચાકરો છેટેના એક કૂવામાંથી ચાર ચાર ઘડા આપી જાય એવો એમણે તુરત બંદોબસ્ત કર્યો. પછી સાંજના મને બોલાવીને એમણે અમારા શરીરશ્રમ માટે સંતોષ અને આનંદ પ્રદર્શિત કર્યો.

**મહાત્માજી અને ગુરુદેવ**

આધુનિક કાળમાં ભારતવર્ષના યુગપુરુષ બે: ગાંધીજી અને ગુરુદેવ. એ બંનેએ દેશને અને જગતને આપેલી ભાવનાઓ ઉચ્ચ અને સમાન છે, છતાં એ દરેકમાં પોતપોતાની વિશિષ્ટતા પણ છે. ગાંધીજી સંન્યાસી છે, ગુરુદેવ ગૃહસ્થ હતા. ગાંધીજી સંયમને અગ્રસ્થાને મૂકે છે. બ્રહ્મ આનંદસ્વરૂપ છે એમ માનવાએ પણ સંયમ સાથે આનંદસ્વરૂપ થવું એમ ગુરુદેવ માનતા. જોનારના હૃદય ઉપર ગાંધીજીનો સાબરમતી આશ્રમ સંન્યાસી-આશ્રમની છાપ પાડે, ગુરુદેવનો શાંતિનિકેતન આશ્રમ આનંદી ગૃહસ્થ-આશ્રમની છાપ પાડે. આ વિશિષ્ટતા છતાં બંને એકબીજાના ભક્ત છે. બંને એકઠા થાય ત્યારે મહાત્માજી ગુરુદેવને 'ગુરુદેવ' કહી એમને પગે લાગે, ગુરુદેવ મહાત્માજીને 'મહાત્માજી' કહી પગે લાગે. સ. ૧૯૨૦ના અરસામાં મહાત્માજી કલકત્તા આવેલા, ત્યારે ગુરુદેવને ઘેર ગએલા. એ બે અને શ્રી. એન્ડ્રુસ ત્રણે જણ એક ખંડમાં બેઠા બેઠા વાતો કરે છે, પ્રખ્યાત ચિત્રકાર અવનીન્દ્રનાથ ટાગોર એ પ્રસંગ પકડી લેઈ બહારથી ગુપ્ત રીતે એ મહાત્મામંડળનો છબિ આંકી લે છે. એ છબિ પછીથી શાંતિનિકેતનમાં આવેલી અને ત્યાંના કલાભવનમાં મુકાએલી. છબિમાં ગુરુદેવ પલાંઠી વાળીને દાઢી ઉપર હાથ ફેરવતા મહાત્માજીની વાણી ભક્તિભાવે સાંભળે છે, મહાત્માજી પોતાના બે હાથનો પાછળ જમીન ઉપર ટેકો રાખી બેઠા છે અને એ બંનેના ભક્તજન શ્રી. એન્ડ્રુસ એ બે મહાપુરુષોની કથાવાર્તા સાંભળે છે. આજે એ ગુરુદેવ મહાત્માજીને, સમસ્ત દેશને અને સમસ્ત જગતને એકલાં અટૂલાં મૂકી ચાલ્યા ગયા! હા વિધિ! અને છતાં ગુરુદેવ પોતાના મૃત્યુમાં યે અમર છે! નમન હો એ ચિરસ્મરણીય પુણ્યાત્માને!

# ૬

# ગુરુદેવ ગયા

મગનભાઈ દેસાઈ

ગયે મહિને ' સંકટગ્રસ્ત સંસ્કૃતિ ' એ શ્રી. ગુરુદેવનું, પોતાનાં ૮૦ વર્ષની પૂર્ણાહુતિનું નિવેદન પ્રસિદ્ધ કર્યું, ત્યારે કલ્પના યે નહોતી કે, આવતે મહિને જ તે આ જગત છોડી જશે. ગુરુદેવ જેવા મહાપુરુષ સમાધિ લે, તેનો શોક ન હોય. આપણે તો ઈશ્વરનો ધન્યવાદ ગાઈએ કે, તેણે આટલાં વર્ષ સુધી ગુરુદેવની પ્રસાદી આપણને આપી અને તેમની દ્વારા પોતાનો પેગામ પહોંચાડ્યો.

જગત–દરબારમાં ગુરુદેવ ગુલામ હિંદની મુખકાંતિ હતા. એમની શોભાએ હિંદ દેશપરદેશમાં—કાવ્ય; કળા અને દર્શન તથા સંસ્કૃતિ અને સાહિત્યના જગત–દરબારમાં—દરજ્જો પામ્યો. હિંદ–આકાશમાં ગુલામી, ગરીબાઈ અને અપમાન અવદશાનાં વાદળો આવો અને જાઓ; એના અખંડ આત્માનું તેજ તો યથાવત્, પૂર્વના જેવું હતું તેવું ને તેવું જ ઝગહળે છે, પતિત પૂર્વ હજી ગુરુપદે જ છે,—આ પ્રતીતિ જગતને તેમણે કરાવી.

એ રાજવી હતા. પણ હિંદના દુઃખે દુઃખી થયા; તેના અપમાનમાં પોતાનું અપમાન જોયું; અને આર્ષ દૃષ્ટિથી જગતને સંબોધ્યું કે, દુઃખ અને અપમાન આપનારની આંતર અધમતા વધારે ભયાનક છે, કેમકે એમાં માણસાઈનો હ્રાસ છે, પ્રભુની પ્રસાદીરૂપ માનવ–જીવનનું અપમાન છે. ૧૯૧૯માં હિંદને અમૃતસરનો ઘા કરનાર સરકારે કવિ–હૃદયને ઘા કર્યો તેનું એને ભાન નહોતું. તેથી

જ ‘ સર ’નો ખિતાબ પાછો લેતાં તેને શરમ આવીઃ જગત આગળ સરકારને ઉઘાડી પાડવામાં એ કાર્યે મોટો ફાળો આપ્યો છે.

૧૮૫૭ના કાળ પછી હિંદ–સ્વરાજની સાધના વ્યાપક બની છે. અગાઉ તે માત્ર લશ્કરી હતી એ મટી સાંસ્કૃતિક અને ધાર્મિક બની. ફરજિયાત નિઃશસ્ત્ર બનેલા હિંદે પોતાનાં સંસ્કૃતિ–બળ, પ્રજાશક્તિ, અને શાંત સંગઠનબળે કરીને અંગ્રેજોના લશ્કરી કબજાને હીન અને અશકય ઠરાવી રદ કરવો જોઈએ. એની સાધનાને સારુ ધર્મ, સાહિત્ય, સંગીત, કળા અને માનવતાનું તથા રાષ્ટ્રદેવનું અખંડ દર્શન જોઈએ. રાજદ્વારી બળો એ બધાને જોરે જ ગતિ અને શક્તિ પામે. આ જે પ્રચંડ શાંતિ-વિજયની સાધના, તેના એક અપૂર્વ સેનાની રવીન્દ્રનાથ હતા. એમનું યુદ્ધક્ષેત્ર માનવહૃદય હતું; અને જગતભરનાં માનવહૃદયોમાં એ ઝૂઝયા.

આવા જંગોનાં સ્થૂલ દર્શન ન હોય; એમને હિંસ્ર દારુણતા પણ ન હોય. એના વિજયો અજ્ઞાત અને સર્વતોભદ્ર હોય. એમાંથી વેરઝેર કે હતાશાની અધીરતા ન પડઘાય; એમાં જીતનાર અને હારનાર સરખા જ વિજયમત્ત બને. આવા વિજયો સામાન્ય તવારીખમાં પણ નથી ચડી શકતા; યુગહૃદય પર તે અંકિત હોય છે. રવીન્દ્રનાથ એના આંકનાર હતા. હિંદનાં કેટકેટલાં ક્ષેત્રોમાં કામ કરી રહેલા કર્મવીરોનાં હૃદયસિંચન એમણે પોતાના ગાન, કવન, લેખન, ભાષણ અને નવલકથનથી કર્યાં હશે, એનું વસ્તીપત્રક છે ? આજે એ ગયા છે ત્યારે એ આપોઆપ દેખાય છે—હિંદમાં અને પરદેશોમાં સૌને એમની ખોટ જણાય છે.

પણ એ ખોટ કરતાં તો એમણે જે આપ્યું એની પૂર્ણતા ચડે છે. એને માટે પ્રભુને ધન્યવાદ આપીએ, અને નહિ કે એમની અપૂર ખોટ માટે રડીને આપણું પાજીપણું બતાવીએ.

[ ૯ સપ્ટેંબર, ૧૯૪૧ના ‘ શિક્ષણ અને સાહિત્ય ’માંથી ]

# ૭

# ગાંધીજી અને રવીન્દ્રનાથ

રમણલાલ પટેલ

ગાંધીજી અને રવીન્દ્રનાથની સરખામણી સંભવે ખરી? એક કર્મયોગી મહાત્મા છે; બીજા વિશુદ્ધ કલાકાર મહાકવિ છે. કર્મવીર મહાત્મા અને કલાસર્જક મહાકવિનો મેળ ક્યાં જામે? સમાજની સંસ્કૃતિને આગળ ધસી જતી એક રેલગાડી સાથે સરખાવીએ તો કવિ અને યોગી તેના પાટા છે. બંને સમાંતર પડેલા છે. એકબીજાને કોઈ કાળે કે સ્થળે મળતા નથી છતાં ય બંને પંથદર્શી છે. સમાજને આગળ ધપાવવાનો ભાર તેમની પીઠ પર છે. તેમાંનો એક પણ પાટો જો ખસી જાય તો ભયંકર દૃશ્ય ખડું થાય. દેશ કે પ્રજાનું જોમ તેના કવિ ને કર્મવીર પર નિર્ભર છે.

બંને એક જ ધ્યેય પ્રાપ્ત કરવા મથે છે. પ્રકૃતિભેદને કારણે તેમના રાહ જુદા છે. ટાગોરને ઉપનિષદના શાંત સૌમ્ય પ્રસન્ન મહાઋષિ આકર્ષે છે. ગાંધીજીને કુરુક્ષેત્રના રણમેદાનમાં અર્જુનને સંશયાત્મા મટી બહાદુરીથી લડી લેવાનો બોધ આપતા કૃષ્ણ આકર્ષે છે. એક ઉપનિષદમાંથી, બીજા ગીતામાંથી પ્રેરણા મેળવે છે. આવા પ્રકૃતિભેદથી બંને પોતાનાં જીવન શરૂ કરે છે. ગાંધીજી જ્ઞાન તથા કર્મથી, ટાગોર જ્ઞાન તથા ભક્તિથી પોતપોતાની પ્રતિભા ઘડે છે, અને હિંદની માટીમાંથી ઘડી કાઢેલી આ બે

સુંદર આકૃતિઓમાં હજારો વર્ષોથી વિકાસ પામતી સંસ્કૃતિની સર્વ પરાગ અલૌકિક જીવનશક્તિરૂપે પ્રગટ થાય છે.

કરુણા અને વેદનાભરી લાંબી ઝીણી આંખો પર શોભતું ભવ્ય લલાટ, સોનેરી–રૂપેરી વાળ તેમ જ તેની વચ્ચે છુપાયેલા એ રસભર લાલ હોઠ અને સુરેખ ઘાટીલું નાક–ઉષાસંધ્યા, વસંત-વર્ષાના મિશ્રભાવનો ખ્યાલ આપે તેવો ટાગોરનો ચહેરો જોતાં માણસ ઘડીભર તાજુબ થઈ જતો, જોઈ જ રહેતો, મુગ્ધ બની ઊભો ઊભો જોયા કરતો. ગાંધીજીની તેજસ્વી ઘઉંવર્ણી પાતળી કાયા, મોટા કાન ને મોટું નાક, વણિક બુદ્ધિ ચાતુર્યભરી આત્મ-પ્રભાવ દર્શાવતી આંખો, દૈવી તેજ ફેંકતું લલાટ, વદન પર પ્રસરેલી તેજસ્વી સ્થિતપ્રજ્ઞતાને જોતાં જ માણસ નમી પડે છે. તાજુબ થતો નથી, ઊભો ઊભો જોયા કરતો નથી.

રવીન્દ્રનાથે બહુ નાની ઉમરથી કવિતા લખવી શરૂ કરેલી અને તેવી જ રીતે ગાંધીજીએ પણ બાળવયથી પોતાના જીવનને પોતે જ ઘડવાનું શરૂ કરેલું. કવિના હૃદયમાંથી અવિરત સંગીતનું ઝરણુ વહેવા લાગ્યું અને જીવનના દરેકદરેક ભાવને અદ્ભુત સૂર-માં વણવા લાગ્યા, તેમ જ જીવનના દરેક વિભાગ પર તેમના કાવ્ય-નો પાસ લગાડવા માંડ્યો. ગાંધીજીએ પણ જે જે મુશ્કેલી આવી, જે જે સાધનસામગ્રી મળી આવી તે દ્વારા જીવન ઘડવા માંડ્યું. તેઓ જીવનના શિલ્પી બન્યા અને દરેક કર્મ તેમનું આત્મસૌંદર્ય, આત્મપ્રતિભા વધારતું ગયું.

બંને સત્યના પૂજક છે. ગાંધીજી કહે છે કે સત્યની અનુભૂતિ કર્મ દ્વારા જ થવી જોઈએ અને કર્મ દ્વારા ન અનુભવાય તો તે સત્ય નહિ. ટાગોર માને છે કે સત્યની અનુભૂતિ કલ્પનાથી જ થાય. સત્યની અનંતતા આપણામાં રહેલો અનંત આત્મા જ

અનુભવી શકે. માણસનું કર્મક્ષેત્ર સીમાબદ્ધ છે તેથી કર્મથી અનંત સત્યની અનુભૂતિ કદી પણ ન થાય.

આત્માને વ્યક્ત કરવામાં અનિર્વચનીય અનંતનાં દર્શન થાય છે. તેવો અનુભવ આ બંનેને થયો છે. એક કર્મ દ્વારા આત્માને વ્યક્ત કરે છે; બીજો કવિતા, સંગીત, ચિત્ર દ્વારા વ્યક્ત કરે છે. છતાં ય બંનેને એકસરખા આંતરિક અનુભવ થાય છે. અહીં કવિ અને કર્મયોગી બંને એક છે. તેમની વચ્ચેનું ઐક્ય તેમના સર્જક આત્મામાં છે.

ગાંધીજી અસત્ય સામે અહિંસક સંગ્રામ ખેલે છે અને તેનો ધ્વંસ કરવામાં પોતાનું કર્તવ્ય સમજે છે છતાં અસત્ય વર્તન કરનાર પ્રત્યે તેમનો તિરસ્કાર થતો નથી. સમભાવથી જુએ છે. ટાગોર અસત્ય સામે સંગ્રામ ખેલવા જતા નથી પણ માને છે કે અસત્યનો અંધકાર આત્માને ઘેરી વળે છે, ત્યારે આત્મામાં જે પરમ વેદના થાય છે તે જ અંધકારને—અસત્યને દૂર કરે છે. આ નિષ્ક્રિયતાને કારણે અસત્ય વર્તન કરનાર તરફ કાવ્ય બહારની સૃષ્ટિમાં તેમને સમભાવ થતો નથી, દયા આવે છે. સૌથી સામાન્ય જીવનમાં આની અસર પડતી દેખાય છે. ગાંધીજી શિસ્ત, તાલીમ, સંયમમાં માને છે. અને શિસ્ત ઉપર અત્યંત ભાર મૂકે છે. ટાગોર સ્વાતંત્ર્યમાં માને છે. તેઓ કહે છે, "માણસને સ્વતંત્ર મૂકી દો અને તે તેનો વિકાસ પોતાના અનુભવે જ પોતે કરી લેશે. શિસ્ત તેના આત્માના સ્વતંત્ર વિકાસને રૂંધે છે." ગાંધીજીએ જીવનને કુરુક્ષેત્રનું રણમેદાન ગણ્યું છે. ટાગોરે ઉપનિષદના ઋષિનું આશ્રમ ગણ્યું છે. એટલે આ મૂળગત ભેદ તેમનામાં દેખાય છે. આથી બીડી પીવા જેવા સર્વસામાન્ય વ્યસનનો વિરોધ પણ જુદા જ દૃષ્ટિબિંદુથી કરે છે. બીડી પીવી ગાંધીજીને મન અનીતિ છે, ટાગોરને મન અસુંદર—કદરૂપ છે. આ પ્રમાણે બંને વચ્ચે જે ભેદ

છે તે ઊડતા પક્ષીની બે પાંખો જેવો છે. જ્યારે બંને પાંખો ક્રિયાત્મક હોય છે ત્યારે અલગ અલગ દિશામાં એક જ ધ્યેય તરફ લઈ જાય છે.

બંને પરમેશ્વરના અસ્તિત્વમાં માને છે. ગાંધીજીનો પ્રભુ સત્ય છે, ટાગોરનો પ્રભુ સુંદરમ છે. તેથી પ્રભુ-પ્રાપ્તિ માટેના બંનેના માર્ગ જુદા છે. શુદ્ધ સાત્ત્વિક અહિંસા મારફતે પરમ સત્યને મૂર્ત સ્વરૂપે પૃથ્વી પર લાવી શકાય એવું ગાંધીજી અનુભવે છે, ત્યારે ટાગોરનો અનુભવ જુદો છે. તેઓ સત્ય અને સુંદર વચ્ચે ભેદ પાડે છે, ત્યારે સુંદરને સત્ય કરતાં ઊંચું સ્થાન આપે છે. "સત્યની યથાર્થ ઉપલબ્ધિ માત્ર આનંદ છે અને એ જ ચરમ સૌંદર્ય છે." આથી તેઓ કહે છે કે જે આનંદ છે, જે સુંદર છે તે ફક્ત આત્મા અનુભવી શકે છે, તે અનિર્વચનીય છે.

તેઓએ તેમની આદર્શપ્રાપ્તિ માટે જે સંસ્થાઓની રચના કરી છે તેમાં પણ તેમનો પ્રકૃતિભેદ, તેમનો પ્રતિમાભેદ દેખાઈ આવે છે. સત્ય પ્રાપ્ત કરવા અહિંસાને માર્ગે જવા સંયમને પ્રથમ સ્થાન ગાંધીજી આપે છે, તેથી તેમણે ઊભી કરેલી સંસ્થાઓમાં સંયમ પર અત્યંત ભાર મૂકવામાં આવે છે. ટાગોર પણ સંયમ-માં માને છે. તેઓ કહે છે: "સંયમથી સૌંદર્યના ઉપભોગની ગંભીરતા વધે છે. નિસ્તબ્ધ ભાવે એકાગ્રચિત્ત ન થઈ શકીએ ત્યાં સુધી સૌંદર્યના મર્મમાંથી રસનો અનુભવ ન કરી શકીએ." પરંતુ સાથે સાથે તેઓ એમ પણ કહે છે: "સૌંદર્ય મનુષ્યને સંયમ તરફ જ તાણી જાય છે" એટલે તેઓ ગાંધીજી જેમ સંયમને નહિ પણ "સૌંદર્યદર્શનને" પ્રાથમિક મહત્ત્વ આપે છે. તેમના મત પ્રમાણે સંયમ મેળવવા માટે સૌંદર્યનો પ્રથમ અનુભવ માણસને થવો જોઈએ તેથી તેઓ સ્વાતંત્ર્ય પર ખૂબ ભાર મુકે છે. સ્વાનુ-ભવથી તેઓ કહે છે કે બચપણથી જ બાળકને કુદરતના સાંનિધ્ય-

માં સ્વતંત્ર મૂકી દઈએ તો તેને અવશ્ય સૌંદર્યદર્શન થાય છે તેથી તેમના શાંતિનિકેતનમાં સૌંદર્ય અનુભવી શકે તેવી પરિસ્થિતિ રચવા પાછળ અત્યંત શક્તિ ખર્ચી છે. કુદરતનો નિગૂઢ પરિચય, તેવો પરિચય પામવાને સઘળું સ્વાતંત્ર્ય એ તેમની સંસ્થાનાં મુખ્ય અંગ છે. કુદરત સાથેની મૈત્રી મનુષ્યને સૌંદર્યની અનુભૂતિ કરાવે છે, આનંદ આપે છે અને પછી માણસ પોતાની મેળે જ સૌંદર્યને જીવનમાં આણવા સંયમિત જીવન તરફ ખેંચાય છે. આ કારણે તો તેમની સંસ્થાઓનાં મકાનની રચનામાં પણ ભેદ છે. સાબરમતી આશ્રમ અને વિદ્યાપીઠનાં મકાનો જોશો તો તાલીમ-કેન્દ્રોનો ખ્યાલ આપશે. અને તેમાં વિદ્યાપીઠનું મકાન તો તેના કાંગરાઓ સાથે મોટો કિલ્લો દેખાય છે. કિલ્લામાં અપાતી કેળવણી માણસોને કિલ્લા જેવો જ રાખે ને? શાંતિનિકેતનનાં છૂટાં છૂટાં છવાયેલાં નાનાં નાનાં મકાનોનું સ્થાપત્ય સાદું છતાં આકર્ષક માણસને સતત નિસર્ગના પરિચયમાં રાખે તેવું યોજવામાં આવ્યું છે. તેથી તો ત્યાં રહેતા માણસો દિવસરાત કુદરતના સાંનિધ્યમાં રહે છે. ગાંધીજી તાલીમને મહત્ત્વ આપે છે. ટાગોર સ્વાતંત્ર્યને પ્રથમ સ્થાન આપે છે.

નૂતન સામાજિક રચનાનાં બીજ આ બંને મહાપુરુષોએ હિંદના પૂર્વ અને પશ્ચિમ છેડે રોપ્યાં છે અને તે ફૂલીફાલી સમસ્ત દેશમાં ધીમે ધીમે પ્રસરતાં જાય છે.

બંને સમાજવાદ–સામ્યવાદનો વિરોધ કરે છે. કારણકે બંને વ્યક્તિ પૂજક છે. બંને વ્યક્તિ સ્વાતંત્ર્યમાં માનનાર છે. આર્ય-સંસ્કૃતિમાં ધર્મને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે અને અર્થને ગૌણ સ્થાન મળ્યું છે. એ સંસ્કૃતિ જેમનું પ્રેરક બળ છે તેઓ કદી અર્થને મહત્ત્વનું સ્થાન આપે નહિ. તેઓ કદી અર્થને સર્વ સંસ્કૃતિનું મૂળ ગણે જ નહિ. તેમના મત પ્રમાણે આજનો માણસ

લોભી બન્યો છે. અસહિષ્ણુ બન્યો છે. એથી સમાજમાં આજે અસમાનતા, અન્યાય, દુઃખો વધી પડ્યાં છે. જગત પરની સર્વ વ્યથાનું મૂળ માણસના સ્વભાવમાં તેઓ જુએ છે અને એ કારણે માણસનો સ્વભાવ સુધરે તેવો માર્ગ બતાવે છે. ગાંધીજી સંયમ, ત્યાગ, સેવા, સત્ય, અહિંસાનો માર્ગ બતાવે છે. ગુરુદેવ પણ એ જ માર્ગ સૂચવે છે. માણસને સાદું, સરળ અને સાત્ત્વિક જીવન ગાળવાનો આદેશ આપે છે. તેમને મન સાદાઈ આનંદસ્વરૂપ છે. તેમાં જ માણસની મહત્તા–માણસનું ગૌરવ તેમને દેખાય છે.

ટાગોરને મન માણસ આજે ઉડાઉ બન્યો છે તેથી જીવનની સાદાઈ અદૃશ્ય થઈ છે. જો બધાં માણસો સાદું જીવન ગાળતા થઈ જાય તો જગતનું મોટા ભાગનું દુઃખ આપમેળે શમી જશે. અને લોભને કારણે આજે ચાલી રહેલ લૂંટ અને લડાઈ નાશ પામશે. ગાંધીજીને મન માણસ આજે પોતાનું કર્તવ્ય ભૂલ્યો છે. સાચી મહેનત કે કુદરતી અકસ્માતથી માણસ પાસે ધન વધારે આવે તો તેમાંથી તેની કુદરતી જરૂરિયાતો જેટલું જ ધન તે પોતાને માટે, પોતાના કુટુંબ માટે ખર્ચી શકે છે. વધારાનું ધન તો જનકલ્યાણને માર્ગે વપરાવું જોઈએ. તે તેની મિલકતનો ટ્રસ્ટી બને તો આર્થિક અસમાનતા, આર્થિક દુઃખ દૂર થઈ જાય. સમાજમાં ગરીબ અને ધનવાન જેવા વર્ગ નહિ રહે. એક વર્ગ બીજા વર્ગને લૂંટશે કે ચૂસશે નહિ. તેમની વચ્ચે દ્વેષ નહિ હોય. તેમના સમાજમાં એક જ વર્ગ હશે અને તે પરાર્થે જીવન ગાળનાર માનવ–સમુદાય. સામાન્ય મનુષ્ય આટલી ઉન્નત કક્ષાએ પહોંચી શકે ? એ પ્રશ્નના જવાબમાં તેઓનું કહેવું છે કે અનંત ઊંચાઈએ પહોંચવા જેટલી અપરિમેય શક્તિ મનુષ્યમાં છે. તેનાં દ્વાર ખુલ્લાં કરી દેવાં જોઈએ. પરમ ધ્યેયલક્ષી શિક્ષણ તે કરી શકે તેમ છે.

જગતમાં જે અનિષ્ટ છે, અસત્ય છે, અસુંદર છે તેમને

સમજવાની તેમનામાં ભિન્ન દૃષ્ટિ છે. ટાગોર માને છે કે માણસ પોતે પોતાની જાતે અસુંદર બન્યો છે; અનિષ્ટને તેણે પોતે પોતાનામાં ઉત્પન્ન કરી તેનો ફેલાવો થવા દીધો છે. આથી તેમના અંતરના ઊંડાણમાં અનિષ્ટ પ્રત્યેનો તિરસ્કાર છે જ પરંતુ માણસ પ્રત્યે પણ અનિષ્ટને પોષણ આપવા માટે થોડોઘણો તિરસ્કાર છે. દંભી, કૃત્રિમ, કદરૂપ ( વર્તન ) માણસ તેમની સામે આવે છે ત્યારે તેમનો રોષ માતો નથી, તેમનો આત્મા પ્રલય–નાચ કરી ઊઠે છે. તેઓ તેને પોતાનાથી દૂર કરે છે. ગાંધીજી માને છે કે અનિષ્ટ માણસે પોતે ઉત્પન્ન નથી કર્યું, તેમ જ તે તેના મૂળગત સ્વભાવમાં પણ નથી પરંતુ કોઈ અકસ્માતથી તેના પર આવી પડ્યું છે. આથી માણસ ઠપકાને કે તિરસ્કારને પાત્ર નથી. તે તો કહે છે કે અનિષ્ટ પ્રત્યે તિરસ્કાર નહિ બતાવતાં તેના પ્રત્યે કરુણા બતાવી મૈત્રી કેળવવી જોઈએ. તેથી તો તેઓ તેમના વિરોધીનો વિરોધ કરતા નથી અને દંભી, છેતરપિંડી કરનારને પોતાની બાજુમાં બેસાડી તેમના પરમ વિજય મેળવે છે.

અંતર્ગત સ્વભાવમાં આ પ્રકારની ભિન્નતા હોવાને કારણે ગાંધીજી જુદી જુદી પ્રકૃતિઓવાળા અનેક માણસો પાસે પોતાનું કામ કઢાવી શકે છે. જ્યારે ટાગોરમાં તેનો અભાવ હતો. આનું બીજું પણ એક મોટું કારણ છે. સર્વ કાળે, સર્વ સ્થળે, ગાંધીજી મહાન છે. ટાગોર તેમની કવિતામાં પ્રેરણાના ઉચ્ચ શિખર પર જ્યારે હોય છે ત્યારે વિશ્વસત્યનું અનિર્વચનીય અલૌકિક દર્શન કરે છે, કરાવે છે પરંતુ જ્યારે તે પ્રેરણાના શિખર પરથી નીચે આવે છે ત્યારે સુંદર વિચારક બની રહે છે. તેમની મહત્તાનો ત્યાં અનુભવ થાય છે. પણ તેમની મહાનતા ઘણી વખત અદૃશ્ય થઈ જાય છે.

બંને બ્રહ્મચર્ય પર ભાર મૂકે છે. ટાગોર માને છે કે સૌંદર્ય-

પ્રાપ્તિની સાધના માટે, રસસિદ્ધિ માટે નિયમ-સંયમની જરૂર છે. ગાંધીજી કહે છે કે સત્યની પ્રાપ્તિ માટે સંપૂર્ણ અહિંસક બનવા માણસ માટે બ્રહ્મચર્ય આવશ્યક છે. એટલે બંને પોતપોતાના માર્ગની શરૂઆત બ્રહ્મચર્યથી કરે છે. ટાગોર બ્રહ્મચર્યાશ્રમ પર ભાર મૂકે છે, ગાંધીજી સમસ્ત જીવનને બ્રહ્મચારી બનાવવા માગે છે. બ્રહ્મચર્ય વિષેના ગાંધીજીના વિચારો ટાગોરના વિચારો કરતાં વધારે વ્યાપક અને ગૂઢ છે. ગાંધીજી કામ-આવેગને સર્જક શક્તિ તરીકે સ્વીકારે છે તેથી એ શક્તિનો સર્જન માટે જ ઉપયોગ કરી શકાય, શારીરિક સુખ-મજા માટે નહિ. તેમના મત પ્રમાણે એ શક્તિથી બાળકો સર્જન કરવાની માણસોને છૂટ છે. પણ મોજ માટે વેડફી દેવાની છૂટ નથી. બ્રહ્મચર્ય દ્વારા એનો સંચય કરી એને ઊર્ધ્વગતિ આપી સત્ય ને અહિંસા-પ્રાપ્તિ માટેની સાધનામાં વાપરવી જોઈએ. શક્તિમાંથી બાળકોનું સર્જન થઈ શકે છે તેમ તેમાંથી સત્ય, અહિંસા, સંસ્કૃતિનું સર્જન થાય છે.

ગાંધીજી દુનિયાને સુધારવા માગે છે, દુનિયાને સાચે માર્ગે વાળવા તેઓ મથે છે. સાચે માર્ગે જવાના રસ્તાઓ બતાવે છે. સાચો રસ્તો બતાવવાથી લોકો તે માર્ગે જવાના છે તેવું ટાગોર માનતા નથી. તેથી તેમને કહેલું, " હું સુધારક નથી, મારે દુનિયાને સુધારવી નથી." તેઓ એમ માનતા કે તેમને જે સૌંદર્યદર્શન થાય છે, જે સૌંદર્યની અનુભૂતિ થાય છે તેનો કલા દ્વારા લોકોને અનુભવ કરાવે તો સૌંદર્યદર્શનની ભૂખ તેઓમાં જાગૃત થશે અને પછી તો આપોઆપ સત્ય અને કલ્યાણને માર્ગે વળશે.

કર્મવીર અને કવિવર આમ ભિન્ન હોવા છતાં તેમનું એક જ ધ્યેય 'સત્યં શિવં સુંદરમ્' હોવાથી તેમનામાં અનૂઠ ઐક્યનું દર્શન આપણને થાય છે.